કેળવણીખાતાના નવા અભ્યાસક્રમ મુજબ
પત્ર નં. P. 61 (b) 2108-24-7-50 થી પાઠ્યપુસ્તક તરીકે મંજૂર

# સાહિત્ય કલ્લોલ

[ પુસ્તક પહેલું ]

[ ધોરણ પાંચમું ]

: સંપાદકો :

**આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ,**
બી. એ., એસ. ટી. સી. ડી.
નિવૃત્ત આચાર્ય,
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.
અને
**વિ. જે. કુટમુટિયા,**
એમ. એ., એલએલ. બી., એસ. ટી. સી.





**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ,**
**૩, રાઉન્ડ બિલ્ડીંગ, મુંબઈ નં. ૨.**
અભિનવ આવૃત્તિ : બીજી ]   ૧૯૫૦   [ કિંમત રૂ. ૧-૬-૦

# પ્રસ્તાવના

આ પુસ્તકની અભિનવ આવૃત્તિ પ્રકટ કરતાં અમને આનંદ થાય છે.

ચૌદ વર્ષ પહેલાં આ પુસ્તક પ્રગટ થયું ત્યારથી આજ સુધી કેળવણીકારોએ તેને ઘણો સારો આવકાર આપ્યો અને એટલા ગાળામાં તેની સત્તર આવૃત્તિ થઈ.

ચૌદ વર્ષ સુધી એણે વિદ્યાર્થીજગતમાં કલ્લોલ પ્રસરાવ્યો. પણ આ ચૌદ વર્ષના સમયમાં તો આખા વિશ્વમાં અને ખાસ કરીને આપણા દેશમ યુગપલટો થયો. જગતે બીજો મહાન વિશ્વવિગ્રહ જોયો અને એનાં ફળોની મીઠાશ વિજેતાઓનાં મોંને પણ ખાટાં કરી રહી. ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે' નો આદેશ આપી સત્યાગ્રહની ચળવળ શરૂ કરી અને પરિણામે હિંદમાં સ્વરાજનો સૂર્ય ઊગ્યો. પ્રેમ અને અહિંસાના મંત્રોનો આમ વિજય થયો અને સાથે સાથે પ્રાંતીય સરકારોએ 'દારૂબંધી,' 'અંત્યજોદ્ધાર' વગેરે ગાંધીજીએ ચીંધેલી પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. આમ આપણાં જીવનમૂલ્યો સમગ્ર રીતે આ અરસામાં બદલાયાં. એ પલટાયેલાં બળોને આ નવી આવૃત્તિમાં વણી લેવાનો અમે પ્રયાસ કર્યો છે, કે જેથી આઝાદ પ્રજાનાં બાળકોના શિક્ષણમાં જે વિશિષ્ટ તત્ત્વો હોવાં જોઈએ, એનો પરિચય તેમને થાય. આ દૃષ્ટિએ અમે ગાંધીજી, રાષ્ટ્રધ્વજ, દારૂબંધી આદિ સંબંધી પાઠો આ આવૃત્તિમાં ખાસ મૂકયા છે.

આ બધું મુંબઈ સરકારના કેળવણી ખાતાએ નક્કી કરેલ ધોરણની મર્યાદામાં રહીને જ કર્યું છે. એ ધોરણ પ્રમાણે ગદ્યપાઠોના પૃષ્ઠની સંખ્યા ૧૫૦ની જોઈએ, જ્યારે કાવ્યોની પંક્તિઓ ૪૦૦ જોઈએ. શિક્ષકોની પસંદગીને પૂરો અવકાશ રહે એ હેતુથી અમે ગદ્યપાઠોનાં પૃષ્ઠની સંખ્યા તથા કાવ્યોની પંક્તિઓ વધારે આપી છે. પાઠોની જોડણી વિદ્યાપીઠના જોડણીકોશ પ્રમાણે રાખી છે. માત્ર 'ખુદાબક્ષ મુસાફરો' નામના પાઠમાં પારસી બોલીને અનુરૂપ મૂળ પુસ્તકમાં જોડણી છે તેવી જ રહેવા દીધી છે.

આ આવૃત્તિમાં લગભગ અડધા પાઠ નવા છે. બધા પાઠોને પૂર્વજ્ઞાનના સંબંધે સાંકળવામાં આવ્યા છે. વળી પાઠોનો અનુક્રમ નક્કી કરતાં સહેલા પાઠોને શરૂઆતમાં રાખ્યા છે અને અઘરા પાઠોને પાછળ રાખ્યા છે.

ગદ્યપાઠો કે કાવ્યોની પસંદગીમાં અમે વૈવિધ્ય જાળવવા પ્રયત્ન કર્યો છે. વાર્તા, નાટક, નિબંધ અને કાવ્ય એ ચારે ય પ્રકારોનો આ પુસ્તકમાં સમાવેશ થયો છે. ગદ્યપાઠોમાં વિષયોનું વૈવિધ્ય પણ જાળવ્યું છે. પ્રકૃતિ, ભૌગોલિક ઘટના, જીવનકથા, પુરાણકથા, ઐતિહાસિક વાર્તા, પ્રવાસવર્ણન, સૃષ્ટિજ્ઞાન, વગેરે વિષયોના પાઠો અમે પસંદ કર્યા છે. રસની દૃષ્ટિએ હાસ્યરસના પાઠોને અમે ખાસ મહત્ત્વ આપ્યું છે. પત્ર એ સાહિત્યનો એક વિભાગ છે, માટે પત્રરૂપ પાઠ પણ પસંદ કર્યો છે.

આ સંગ્રહનાં કાવ્યોની પસંદગી વિદ્યાર્થીઓના માનસને લક્ષમાં રાખીને થઈ છે. આમાંનાં કાવ્યો મુખ્યત્વે કથાત્મક તેમજ વર્ણનાત્મક છે. છતાં અમુક વિચારપ્રધાન કાવ્યોને પણ અમે પસંદ કર્યાં છે. સમયની દૃષ્ટિએ આ સંગ્રહમાં પ્રાચીન તથા અર્વાચીન કવિઓનાં કાવ્યો લીધાં છે.

આ પુસ્તકને છેડે પુસ્તકમાં આવતા અઘરા શબ્દોનો 'શબ્દકોશ' આપ્યો છે–જે વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

જે જે લેખકોએ તથા માસિકોના તંત્રીઓએ આ પુસ્તક માટે તેમના લેખો કે કાવ્યો છાપવાની પરવાનગી આપી છે એ સર્વનો અમે આભાર માનીએ છીએ.

આ પુસ્તક તૈયાર કરવામાં અમારા મિત્ર શ્રી. પ્રહ્લાદ પી. ઠક્કરે અથથી ઇતિ સુધી જે સહાય કરી છે તે માટે અમે તેમના અત્યંત ઋણી છીએ.

આ પુસ્તકની ચૌદ વર્ષની કારકિર્દી દરમ્યાન અનેક કેળવણીકારોએ, શાળાઓના મુખ્ય અધ્યાપકોએ તથા અન્ય શિક્ષકોએ તેને જે મમત્વભર્યો આવકાર આપ્યો છે તે બદલ એ સર્વનો અમે આ પ્રસંગે આભાર માનીએ છીએ.

આ પુસ્તક પાઠ્યપુસ્તક હોવા છતાં, તેનો અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓ નાચે, કૂદે, કલ્લોલ કરે, અને તેના અભ્યાસથી આવું આવું વધારે વાંચવા પ્રેરાય તો આ પ્રયત્ન સફળ થયો ગણીશું.

૧૦, શારદા સદન,
ફ્રેંચ બ્રિજ, મુંબઈ.

આ. ના. ખાનસાહેબ
વિ. જે. ફુટમુટિયા

# અનુક્રમ


| પાઠ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. જીવનજ્યોત જગાવો (કાવ્ય) | સુન્દરમ્ ... ... | ૭ |
| ૨. ખરું કલ્યાણ... ... | કાકા કાલેલકર ... | ૯ |
| ૩. સવારે ઊઠવું ... ... | રામનારાયણ વિ. પાઠક | ૧૩ |
| ૪. સાંબેલું (કાવ્ય) ... | દલપતરામ ડાહ્યાભાઈ | ૧૭ |
| ૫. ઊંટ કહે (કાવ્ય) ... | ” ” | ૧૮ |
| ૬. દયાહીન થયો રાજા ... | વાલજી ગોવિંદજી દેસાઇ | ૧૯ |
| ૭. સુઘડતા ... ... | બચુભાઇ રાવત ... | ૨૧ |
| ૮. ટપાલીને (કાવ્ય) ... | પ્રહ્લાદ પારેખ ... | ૨૫ |
| ૯. ભગવાન બુદ્ધ... ... | ગિજુભાઈ ... | ૨૬ |
| ૧૦. સ્વાદનું બંધન... ... | લીલાબહેન પરીખ ... | ૩૦ |
| ૧૧. બાર જણા (કાવ્ય) ... | રમણલાલ સોની ... | ૩૨ |
| ૧૨. ગિરિરાજ આબુ ... | રામનારાયણ ના. પાઠક | ૩૫ |
| ૧૩. વૃકોદર ... ... | ધનસુખલાલ મહેતા અને જ્યોતીન્દ્ર દવે ... | ૪૧ |
| ૧૪. સાહસ કરવા વિષે (કાવ્ય) | કવિ નર્મદ ... | ૪૫ |
| ૧૫. ગુરુદક્ષિણા ... ... | ધૂમકેતુ... ... | ૪૬ |
| ૧૬. હૃદયનો રંગ... ... | નરહરિ પરીખ ... | ૫૧ |
| ૧૭. દેશનો વિમાની (કાવ્ય) | પૂજાલાલ દલવાડી ... | ૫૪ |
| ૧૮. ચાલો, આપણે જઈએ | જયન્ત બક્ષી ... | ૫૬ |
| ૧૯. પ્રેસીડન્ટ ગ્રાન્ટ ... | કનૈયાલાલ મુનશી ... | ૬૨ |
| ૨૦. નાગદમન (કાવ્ય) ... | નરસિંહ મહેતા ... | ૬૪ |
| ૨૧. દશરથનો અંતકાળ | ચંદ્રશંકર શુકલ ... | ૬૬ |
| ૨૨. શ્રીનગર ... ... | કાકા કાલેલકર ... | ૭૦ |
| ૨૩. ગ્રામમાતા (કાવ્ય) ... | કલાપી ... ... | ૭૪ |
| ૨૪. ગાંધીજીના જીવન-પ્રસંગો | જુગતરામ દવે ... | ૭૬ |
| ૨૫. ગાંધીજીના કેટલાક સિદ્ધાંતો | ” ... | ૮૩ |
| ૨૬. પથ્થર ભૂલ્યાનો પાઠ ... | મનુબહેન ગાંધી ... | ૮૮ |
| ૨૭. વિદ્યા (કાવ્ય)... ... | શામળ ... ... | ૯૧ |
| ૨૮. ખોટી એઆની ... | જ્યોતીન્દ્ર દવે ... | ૯૩ |
| ૨૯. રાષ્ટ્રધ્વજને (કાવ્ય) ... | ઝીણાભાઈ દેસાઈ ... | ૯૮ |

| | | |
|---|---|---|
| ૩૦. સાવિત્રી ... ... | હંસાબહેન મહેતા ... | ૧૦૦ |
| ૩૧. નકલી કિલ્લો... ... | ઝવેરચંદ મેઘાણી ... | ૧૦૫ |
| ૩૨. દિલ્હી... ... ... | સુદર્શન ... ... | ૧૦૮ |
| ૩૩. કલ્યાણ (કાવ્ય) ... | ચંદ્રવદન મહેતા ... | ૧૧૨ |
| ૩૪. ખેડૂત સાથે એક દિવસ | ... ... | ૧૧૬ |
| ૩૫. બે તાવની વાત ... | મટુભાઈ કાંટાવાળા... | ૧૨૧ |
| ૩૬ રામબાણ (કાવ્ય) ... | ધનો ભગત ... ... | ૧૨૫ |
| ૩૭. ઝાંસીની રાણી–લક્ષ્મીબાઈ | ... ... | ૧૨૬ |
| ૩૮. તાજમહાલ... ... | શારદાપ્રસાદ વર્મા... | ૧૩૧ |
| ૩૯. આંધળી માનો કાગળ (કાવ્ય) | ઇન્દુલાલ ગાંધી ... | ૧૩૬ |
| ૪૦. એક જ લક્ષ ... | નાનાભાઇ ભટ્ટ ... | ૧૩૮ |
| ૪૧. ધરતીકંપ ... | બબલભાઈ મહેતા ... | ૧૪૩ |
| ૪૨. દૂધના દૂધમાં, પાણીનાપાણીમાં (કાવ્ય) | છોટાલાલ ભટ્ટ ... | ૧૪૬ |
| ૪૩. ભામાશા અને પ્રતાપ | રામનારાયણ ના. પાઠક | ૧૪૮ |
| ૪૪. બ્રહ્મી લોકો... ... | પોપટલાલ અંબાણી... | ૧૫૨ |
| ૪૫. પહેરણનું ગીત (કાવ્ય) | ઉમાશંકર જોશી ... | ૧૫૫ |
| ૪૬. સામે મોંએ શિકાર ... | જીવરામ જોષી ... | ૧૫૭ |
| ૪૭. માખી... ... | પ્રભુદાસ ગાંધી ... | ૧૬૨ |
| ૪૮. કંજૂસનું દાન ... | નગીનદાસ પારેખ ... | ૧૬૭ |
| ૪૯. બાપદીકરી (કાવ્ય) ... | પ્રેમાનંદ... ... | ૧૭૦ |
| ૫૦. વરસની વહેંચણી ... | નાગરદાસ પટેલ ... | ૧૭૪ |
| ૫૧. બલિદાન ... ... | અંબાલાલ મિસ્ત્રી ... | ૧૭૭ |
| ૫૨. મૃગ અને ઉદ્યાન (કાવ્ય) | દામોદર બોટાદકર ... | ૧૮૩ |
| ૫૩. જગન્નાથપુરી... ... | રમણલાલ શાહ ... | ૧૮૫ |
| ૫૪. સ્વર્ગમાં કોણ ગયું ? | 'પ્રકાશમ્' રાવલ ... | ૧૮૯ |
| ૫૫. એક ઘા (કાવ્ય) ... | કલાપી... ... | ૧૯૫ |
| ૫૬. સ્વરાજનો સૂર્ય ઊગ્યો... | ઇશ્વર પેટલીકર ... | ૧૯૭ |
| ૫૭. સ્કાઉટ્સ અથવા કુમારસેના | ગજાનન ભટ્ટ ... | ૨૦૨ |
| ૫૮. કાચબા–કાચબીનું ભજન (કાવ્ય) | ભોજો ભગત ... | ૨૦૭ |
| ૫૯. ખુદાબક્ષ મુસાફરો ... | ચંદ્રવદન મહેતા ... | ૨૦૯ |
| ૬૦. અમારો દેશ ... ... | અરદેશર ખબરદાર... | ૨૧૯ |
| શબ્દકોશ ... . | ... | ...૨૨૧–૨૩૨ |

પાઠ ૧ લો

::

# જીવનજ્યોત જગાવો

::

**શ્રી. સુન્દરમ્**

[ શ્રી. સુન્દરમ્ ગાંધીયુગના યુવાન કવિ છે. કિશોરો માટેનાં તેમનાં કાવ્યો 'કુમાર,' 'પ્રસ્થાન' વગેરે માસિકોમાં પ્રગટ થાય છે. તેમના એક કાવ્ય-સંગ્રહનું નામ 'કાવ્યમંગલા' છે. તેમનું આ કાવ્ય પ્રાર્થનાકાવ્ય છે. ઈશ્વર પાસેથી આપણને શું જોઈએ? હાથપગમાં શક્તિ, આંખમાં તેજ, મનમાં સુગંધ, હૃદયમાં ઉદારતા. પણ 'આ બધું શું આપણા જ સુખ માટે માગીશું? કવિ કહે છે કે તે બધું બલિદાન' કરવા માટે એટલે કે બીજાના ભલા માટે જ માગવું જોઈએ.]



પ્રભુ હે, જીવનજ્યોત જગાવો.
ટચૂકડી આ આંગળીઓમાં
ઝાઝું જોર જમાવો,
આ નાનકડા પગને વેગે
ભમતા જગત બનાવો,
અમને રડવડતાં શિખવાડો....
પ્રભુ હે૦
વણદીવે અંધારે જોવા
આંખે તેજ ભરાવો,
વણજહાજે દરિયાને તરવા
બળ બાહુમાં આપો,
અમને ઝળહળતાં શિખવાડો.......પ્રભુ હે૦
ઊગતાં અમ મનનાં ફૂલડાંને રસથી સભર બનાવો,
જીવનના રંગો ત્યાં ભરવા પિચ્છી તમારી ચલાવો,
અમને મઘમઘતાં શિખવાડો.......પ્રભુ હે૦

ઉરની સાંકલડી શેરીના પંથ વિશાળ રચાવો,
હૈયાના ઝરણા નાનાને સાગર જેવું બનાવો,
અમને ગરજંતાં શિખવાડો.....પ્રભુ હે૦

અમ જીવનની વાદળી નાની આભ વિષે જ ઉડાવો,
સ્નેહ-શક્તિ-બલિદાન નીરથી ભરચક ધાર ઝરાવો,
અમને સ્થળ સ્થળમાં વરસાવો.....પ્રભુ હે૦

## પ્રશ્નો

૧. આ કવિતામાં બાળકો પ્રભુ પાસે કયી વસ્તુ માગે છે?
૨. બાળકો પોતાના મનને અને જીવનને કોની સાથે સરખાવે છે?
૩. બાળકો હૃદયને સાગર જેવું ઉદાર બનાવવાની પ્રાર્થના કેમ કરે છે? સાગરની ઉદારતા વર્ણવો. સાગરને શા માટે ઉદાર કહેવામાં આવે છે?
૪. બાળકો પોતાનું જીવન કયે રસ્તે ગુજારવા માગે છે?
૫. તમે પ્રાર્થના કરો છો? પ્રાર્થનામાં તમે પ્રભુ પાસે કયી વસ્તુઓની માગણી કરો છો?
૬. 'વણદીવે,' 'વણજહાજે'—એવા 'વણ'થી શરૂ થતા બીજા પાંચ શબ્દો બનાવો.



પાઠ ૨ જો



# ખરું કલ્યાણ



શ્રી. કાકા કાલેલકર

[ કાકાસાહેબ મહારાષ્ટ્રમાં જન્મ્યા છે, છતાં સુંદર ગુજરાતી લખે છે. તેઓ ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય હતા. ગાંધીજી સાથે ગુજરાતમાં રહી તેમણે ગુજરાતની તેમજ ગુજરાતી ભાષાની સારી સેવા કરી છે. તેઓ નિબંધ લખે ને વાર્તાઓ પણ લખે. જે લખે તે સુંદર અને સરસ. આ વાર્તા જીવનનો ધોરી માર્ગ બતાવે છે. ઘણા ભક્તો ઈશ્વર પાસે ધન માગે છે. પણ ઈશ્વર ખરેખર પ્રસન્ન થાય તો ધન આપે? 'ધનમાં તો બિંદુમાત્ર સુખ છે; સુખનો સિંધુ તો ધર્મમાં છે.' એટલે ઈશ્વર તો ધર્મ જ આપે. વળી મહેનત વિના મળેલા રાજ્ય કે સુખમાં મીઠાશ શી? આથી કુંડધાર પેલા બ્રાહ્મણને ધર્મ સિવાય કાંઈ જ નથી અપાવતો. બ્રાહ્મણને પણ આખરે ધર્મનો માર્ગ જડે છે અને તેને રાજાઓના ધનવૈભવમાં નરકની યાતના દેખાય છે. ]

એક હતો બ્રાહ્મણ. તેને પૈસાનો લોભ લાગ્યો. તેણે વિચાર કર્યો: 'મને પૈસો મળે તો હું યજ્ઞ કરું.' બ્રાહ્મણ વળી પૈસા મેળવવા ક્યાં જાય? તેણે તો દેવદેવીઓની પૂજા આદરી. બધા દેવ પૂજ્યા, દેવી પૂજી; પણ કાંઇ દહાડો વળ્યો નહિ. તેને થયું: 'આ બધા દેવો ફરતી માગણોની ઠઠ લાગી છે. પૂજા લઇલઇને એ પણ રીઢા થઇ ગયા છે. માટે ચાલ, કોઇ તરત પ્રસન્ન થઈ જાય એવો દેવ શોધી કાઢું.' આમ વિચાર કરે છે એટલામાં તેણે એક જલધર દેવદૂતને આકાશમાં ફરતો જોયો. તેનું નામ કુંડધાર હતું. બ્રાહ્મણે કુંડધારની પૂજા કરી. ધૂપ, દીપ, ફળ, ફૂલ, ભોગ ધરાવી દૂતને પ્રસન્ન કીધો. ભક્તિથી ખુશ થઈ કુંડધારે વિચાર્યું: 'આટલી ભક્તિનો હું બદલો ન વાળું તો હું કૃતઘ્ન થયો કહેવાઉં. આ દુનિયામાં એકેએક પાપ ધોઇ શકાય છે, પણ કૃતઘ્નતાનું પ્રાયશ્ચિત્ત થઇ શકતું નથી.'

આમ ધારી તે બ્રાહ્મણનું કંઈક ભલું કરવાનું તેણે નક્કી કર્યું. તે પાધરો સ્વર્ગમાં ગયો. ત્યાં મણિભદ્ર નામે એક દેવ પુણ્યશાળી લોકોને રાજ્ય અને સુખ આપવાનું અને પાપીઓ પાસેથી તે છીનવી લેવાનું કામ કરતા હતા. કુંડધાર દેવને પગે લાગ્યો. મણિભદ્રે પૂછ્યું, 'કુંડધાર, તારે શું જોઈએ છે?' કુંડધારે કહ્યું, 'આ બ્રાહ્મણ મારો ભક્ત છે. તેને હું સુખી કરવા માગું છું.'

મણિભદ્ર કહે, 'ઠીક, આ બ્રાહ્મણને ધન જોઈતું હોય તો તું કહે તેટલું આપું.'

કુંડધારે વિચાર્યું, 'માણસ ઘડીકમાં મરી જાય છે. પૈસો અપાવીને તે બ્રાહ્મણને હું કેટલો સુખી કરીશ? માટે તેનું મન તપમાં લાગે તો જ ઠીક.' આમ વિચારીને તે બોલ્યો, 'હે મણિભદ્ર! આ બ્રાહ્મણને માટે હું ધન માગવાનો નથી. હીરા, મોતી કે ઝવેરાતની ભરેલી આખી પૃથ્વી પણ મારા ભક્તને માટે નથી ઇચ્છતો. હું તો એવો વર માગું છું, કે બ્રાહ્મણ ધર્મવાળો થાય. તેનું મન ધર્મમાં જ લાગે એવું તમે મને આપો.'

મણિભદ્રને લાગ્યું, કે આ તો બહુ ભારે વરદાન કહેવાય. એટલું બધું ન આપી દેવાય. એમ વિચારીને તે કુંડધારને સમજાવવા લાગ્યા, 'ભાઈ, ધર્મ કરવાથી સુખ અને રાજ્ય જ મળે છે. હું તારા ભક્ત માટે એ જ ફળ પહેલાંથી આપી દઉં, પછી શો વાંધો છે? ચાલ, તારી ખાતર હું તેને વળી બીજું પણ આપું. રાજ્ય અને સુખ ભોગવતાં જે મહેનત કે ચિંતા કરવી પડે તે પણ તેને નહિ કરવી પડે. હવે તો રાજી થયો?'

આ વર સાંભળી કુંડધાર વધારે અકળાયો. મહેનત વગર વૈભવ ભોગવે તેનો અધઃપાત તરત થવાનો. એટલે તે બોલી ઊઠ્યો, 'ના, ના, મારા ભક્તને મારે ધન નથી આપવું અને રાજ્ય પણ નથી આપવું; કૃપા કરી તેને ધાર્મિક જ કરો.'

કુંડધારની આ વાણીથી આસપાસ ઊભેલા દેવો પ્રસન્ન થયા. મણિભદ્રે રાજી થઈ વરદાન આપ્યું, 'ભલે, આ બ્રાહ્મણ ધર્માત્મા થાઓ.'

હવે અહીં પૃથ્વી ઉપર તો તે બ્રાહ્મણ આટલી મહેનત કર્યા છતાં ચીંથરેહાલ જ રહ્યો; તેથી તેને બહુ શોક થયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો, 'આ જલધર કહેતો હતો, કે કૃતઘ્નતાના જેવું પાપ નથી, છતાં તેણે મારું કર્યુંકારવ્યું કાંઇએ જોયું નહિ! ત્યારે હવે કોણ મારું પુણ્ય જાણશે? બળ્યું ત્યારે હવે એ ધન! હવે તો વનમાં જઇને બસ તપ કરવું છે.'

આમ નિરાશ થવાથી અને દેવોની કૃપાથી તે બ્રાહ્મણ ધર્મપરાયણ બન્યો. ત્યાં તે દેવ અને અતિથિની પૂજા કરી રહ્યા પછી જે કાંઇ કંદમૂળ વગેરે બચે તે ખાઇને રહેતો. આગળ જતાં ફળફૂલ છોડીને માત્ર પાંદડાં જ ખાવા લાગ્યો. પછી તો વળી તે પણ મૂકી દીધું અને એકલા પાણી ઉપર જ રહેવા માંડયું. અંતે કેવળ વાયુભક્ષણ ઉપર તે આવ્યો. આમ વર્ષો વીત્યાં, છતાં એના પ્રાણને કશું થયું નહિ. ધર્મ ઉપર શ્રદ્ધા રાખી આવું કઠણ તપ કરતાં કરતાં કેટલાંક વર્ષ ગયાં. પછી તેને દિવ્ય દૃષ્ટિ મળી—એટલે તેને ઇશ્વરના જેવું જ્ઞાન થયું: અંધારે તે જોઈ શકે; ગમે તેટલી દૂરની વાત સાંભળી શકે; ગમે તેટલા વખતની વાત જાણી શકે.

આવા જ્ઞાનથી તેણે જાણી લીધું, કે હું કોઇને ધન આપવા ઇચ્છું કે રાજ્ય આપવા ઇચ્છું તો મારી વાણીથી જરૂર તેને ધન કે રાજ્ય મળે. મારું વચન હવે અફળ થવાનું નહિ.

પેલા કુંડધારને તે બ્રાહ્મણનું તપ જોઈને તેના ઉપર વધારે હેત થવા લાગ્યું. તેથી તે તેની પાસે ગયો અને બોલ્યો, 'તને હવે

દિવ્ય દૃષ્ટિ તો મળી જ છે, ત્યારે તું બધા લોક જોઇને રાજાઓના શા હાલ થાય છે તે નિહાળ!' બ્રાહ્મણ દૂરથી જુએ છે, તો અરેરે! હજારો રાજાઓ નરકના કુંડમાં ખદબદી રહ્યા છે!

કુંડધારે વળી બ્રાહ્મણને કહ્યું, 'તેં મારી ભક્તિ કરી તેના બદલામાં મેં તને આવા દુઃખમાં નાખ્યો હોત તો તેમાં તારું શું ભલું કર્યું કહેવાત? જો, આ લોકની દશા! તેમને માટે સ્વર્ગનાં બારણાં બંધ છે. આ બધું જોયા પછી માણસે ધન, રાજ્ય અને સુખની ઇચ્છા તે રાખવી ઘટે?'

બ્રાહ્મણે કુંડધારને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. ગળગળે સાદે તે બોલ્યો, 'અહાહા! કેટલો આ ઉપકાર! કામ અને લોભથી આંધળો થઇને, હું તમારો પ્રેમ ન ઓળખી શકયો અને નગુણો બન્યો. હે દેવ! મારો અપરાધ ક્ષમા કરો.'

બાણશય્યા પર સૂતેલા ભીષ્મપિતાએ આ કથા યુધિષ્ઠિરને સંભળાવી હતી અને છેવટમાં બોલ્યા હતા :

'દેવ, બ્રાહ્મણ, સંત અને યક્ષ બધા ધાર્મિકની જ પૂજા કરે છે. તવંગર કે ભોગીને કોઇ પૂજતું નથી. દેવો તારા પર બહુ પ્રસન્ન છે, તેનું કારણ એ જ છે, કે તું ધર્મપરાયણ છે. ધનમાં તો બિંદુમાત્ર સુખ છે; સુખનો સિંધુ તો ધર્મમાં છે.'

## પ્રશ્નો

૧. બ્રાહ્મણે પૈસા મેળવવા કોની ભક્તિ કરી?
૨. કુંડધારે મણિભદ્ર પાસે બ્રાહ્મણને માટે શું માગ્યું?
૩. કુંડધારે બ્રાહ્મણ માટે પૈસા અને સુખની માગણી કેમ ન કરી?
૪. પૈસા ન મળવાથી બ્રાહ્મણ આખરે શા નિશ્ચય પર આવ્યો?
૫. ખરું કલ્યાણ શામાં સમાયેલું છે?

૬. ભીષ્મપિતા અને યુધિષ્ઠિર કોણ હતા અને તેમને વિષે વધુ માહિતી કયા પુસ્તકમાંથી મળી શકે?

૭. નીચેનાં વાક્યો સમજાવો :—

क. આ દુનિયામાં એકેએક પાપ ધોઈ શકાય છે, પણ કૃતઘ્નતાનું પ્રાયશ્ચિત્ત થઈ શકતું નથી.

ख. મહેનત વગર વૈભવ ભોગવે તેનો અધઃપાત તરત થવાનો.

ग. ધનમાં તો બિંદુમાત્ર સુખ છે; સુખનો સિંધુ તો ધર્મમાં છે.

૮. નીચેના શબ્દો કેવી રીતે બન્યા છે?

જલધર, પ્રાયશ્ચિત્ત, બાણશૈયા, અધઃપાત, વાયુભક્ષણ, સાષ્ટાંગ, દંડવત, નગુણો.



પાઠ ૩ જો

∗

# સવારે ઊઠવું

∗

શ્રી. રામનારાયણ વિ. પાઠક

[શ્રી. રામનારાયણ પાઠક કવિ છે, નિબંધકાર છે અને વાર્તાકાર પણ છે. તેમણે લખેલી 'દ્વિરેફની વાતો' તમે સહેજ મોટા થશો ત્યારે વાંચી શકશો. એક વખત તેઓ ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક હતા; અને અત્યારે અંધેરીની કૉલેજમાં અધ્યાપક છે. તેઓ 'પ્રસ્થાન' માસિક ચલાવતા અને 'કિશોર' માસિકમાં તમારા જેવા કિશોરો માટે લેખો લખતા. તે માસિકમાંથી તેમનો આ નિબંધ લીધો છે. લેખકે અહીં વહેલા ઊઠવાના ફાયદા તથા મોડા ઊઠવાના ગેરફાયદા બતાવ્યા છે.]

આપણે દિવસનું પહેલું કામ જાગીને ઊઠવાનું કરીએ છીએ.

સ્વાભાવિક રીતે પહેલો પ્રશ્ન એ થાય છે, કે સવારે કયારે, કેટલા વાગે ઊઠવું. આપણા પહેલાંના જમાનામાં લોકોમાં વહેલા ઊઠવાનો રિવાજ હતો. સારા પ્રતિષ્ઠિત માણસો તો સવારમાં વહેલા ઊઠી, શૌચ જઇ આવી, દાતણ કરી, નાહી, દેવદર્શન જઇ આવી સવારના છ સાત વાગ્યામાં તો કામ પર ચડવાને તૈયાર થઇ જતા. તે લોકો સવારમાં નાહીને દેવદર્શન કરી આવવામાં પુણ્ય સમજતા. આપણે એ ક્રિયાઓમાં પુણ્ય માનીએ કે નહિ એ જુદો સવાલ છે; પણ સવારમાં વહેલા ઊઠવાની ટેવ તો ઘણી સારી છે, તેમાં શંકા નથી.

પ્રથમ તો એ ટેવના ફાયદા ઘણા જ છે. વહેલા ઊઠવું એ માણસજાત માટે સ્વાભાવિક નિયમ લાગે છે. પશુપક્ષીઓ બધાં દિવસ ઊગ્યા પહેલાં ઊઠે છે અને ઊઠીને તરત કેવો કલ્લોલ કરવા માંડે છે! સવારની હવા સ્ફૂર્તિ આપનારી છે. જેમ સાંજનો દેખાવ સુંદર હોય છે, અજવાળી રાતનો દેખાવ સુંદર હોય છે, તેમ મોટા પરોઢનો દેખાવ પણ ઘણો સુંદર હોય છે. ઊઠતાંવેંત એ સુંદર દેખાવ જોવાથી મનમાં જે પ્રસન્નતા આવે છે તે મોડા ઊઠવાથી પછી નથી આવતી. વળી ઘણા માણસોના અનુભવથી પણ જણાય છે, કે જે માણસ સવારમાં વહેલો ઊઠે છે તે એકંદરે મોડા ઊઠનાર કરતાં ઘણા વધારે કલાક કામ કરી શકે છે. આપણા ગરમ દેશમાં બપોરે કામ કરવાનું બહુ અનુકૂળ નથી. અલબત્ત, બધો વખત કામ કરવાની માણસે શક્તિ કેળવવી જોઇએ. પણ કામ કરવાનો ઉત્સાહ સવારમાં સ્વાભાવિક રીતે વધારે હોય છે, એ વાત ભૂલવા જેવી નથી. ઘણા એમ કહે છે, કે સવારના વહેલા ઊઠવાથી જે કલાકો મળે તે અમે રાત્રે વધારે વખત જાગીને મેળવી લઇએ તો શું ખોટું ? પણ કામ કરનાર માણસોનો અનુભવ જોતાં સ્પષ્ટ જણાય છે, કે સવારમાં

વહેલા ઊઠનારને કામ કરવાના કલાકો વધારે મળે છે અને વધારે કામ કરનારા ઘણે ભાગે વહેલા ઊઠનારા જ મળી આવે છે.

પણ આપણે આચાર નક્કી કરવામાં માત્ર ફાયદાનો વિચાર નથી કરતા. મોડા ઊઠનાર આળસુ અને એદી જેવા દેખાય છે અને આપણે એવા ન દેખાવું જોઇએ. તમે મોડા ઊઠતા હો અને તમારે ત્યાં કોઇ વહેલો ઊઠનાર ભાઇબિંધ મળવા આવી ચડે, દિવસ ઊગી ગયો હોય, આસપાસના બધા માણસો પોતપોતાને કામે વળગી ગયા હોય, આસપાસ બધે હરફર થતી હોય અને તમે એક માત્ર પથારીમાં પડી રહ્યા હો, તો તેનો દેખાવ કેટલો ખરાબ થાય તેનો વિચાર કરો! આ પ્રમાણે પથારીમાં પડી રહેનાર માણસ આસપાસનું વાતાવરણ પણ પોતાના એદીપણાથી બગાડે છે. દિવસ ઊગી ગયા પછી, ચીમળાઇ ગયેલા ઓછાડવાળી પથારીમાં અસ્તવ્યસ્ત કપડાંવાળો ગમે તેમ સૂતેલો માણસ ખરાબ દેખાય છે. અને બીજું કંઇ નહિ તો આ ખરાબ દેખાવાના એક જ કારણને લીધે માણસને નાનપણથી દિવસ ઊગ્યા પહેલાં ઊઠવાની ટેવ પડવી જોઇએ.

સવારના ઊઠીને તરત સ્ફૂર્તિમાં આવી જવું જોઇએ. ઘણા માણસો જાગ્યા પછી પથારીમાં ઘણી વાર પડી રહે છે. ઘણા ઊઠીને કંઇ પણ કર્યા વિના એક બાજુ બેસી રહે છે. એમ ન કરવું જોઇએ. જાગતાંવેંત પથારી છોડી ઊભા થઇ જવાની ટેવ રાખવી. શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ ઊઠીને તરત બેચાર કોગળા કરી પાણી પીવાની ટેવ ઘણી સારી છે. એમ કરવાથી એકદમ સ્ફૂર્તિમાં આવી જવાય છે. સ્ફૂર્તિમાં ન અવાતું હોય તો એકાદ બે દંડબેઠક કરી નાખવાં, પણ બીજા માણસોને આળસુ સુસ્ત મોં બતાવવું સારું નથી.

ઊઠીને તરત પોતાની પથારી ઉપાડી નાખવાની ટેવ પાડવી. આપણા ગરીબ દેશમાં કાંઇ સૂવાના ઓરડા જુદા હોતા નથી. આપણે તો જે ઓરડામાં દિવસે કામ કરીએ તે જ ઓરડામાં રાત્રે સૂવાનું રાખવું પડે છે. એટલે ઊઠીને તરત પથારી કે ખાટલો જે હોય તે ઉપાડીને તેની જગ્યાએ મૂકી દેવું. દરેક વસ્તુ પોતાની જગ્યાએ પોતાના સમય પૂરતી જ સારી લાગે છે. દિવસે કામ કરવાનો વખત છે. તેમાં પાથરેલી પથારી કે ખાટલો ખરાબ દેખાય. આપણાં ઘણાંખરાં કુટુંબોમાં તો નોકર હોતો નથી, એટલે આપણી પથારી અને ખાટલો જે કંઇ સરખું મૂકી શકીએ તે મૂકી દેવું. આપણી કામ કરવા જેવડી ઉંમર થયા પછી આપણું કામ આપણાં માબાપ કે બીજાં મોટેરાં પાસે કરાવતાં આપણને શરમ આવવી જોઇએ. હંમેશાં પોતાનું કામ પોતે કરવાની ટેવ પાડવી.

## પ્રશ્નો

૧. સવારે શા માટે વહેલું ઊઠવું જોઇએ ?

૨. સવારે વહેલા ઊઠવાની ટેવથી માણસને શા શા ફાયદા થાય છે ?

૩. ઊઠ્યા પછી તરત જ શરીરમાં સ્ફૂર્તિ લાવવા માટે લેખકે કયા ઉપાયો સૂચવ્યા છે ?

૪. આ પાઠમાં વહેલા ઊઠવાની સાથે લેખકે સ્વાશ્રયનો કયો પાઠ શીખવ્યો છે ?

૫. 'સ્વાશ્રય' અને 'ઉદ્યમ'માં તફાવત શો ?

૬. નીચેના શબ્દોની જોડણી સુધારો :—

સ્ફુર્તી, દ્ષ્ટી, અસ્તવસ્ત, પ્રતિષ્ઠીત, ઉગવું.



પાઠ ૪ થો

# સાંબેલું

કવિ દલપતરામ ડાહ્યાભાઈ

[ 'ક. દ. ડા.' તરીકે પ્રખ્યાત થયેલા આ કવિએ ઘણાં કાવ્યો લખ્યાં છે. અર્વાચીન કવિતાની શરૂઆત નર્મદ તથા દલપતની જોડીએ કરી. તેઓ બન્ને એકબીજાના હરીફ હતા. આપણી કવિતામાં હાસ્ય ઓછું છે, પણ દલપતરામે અનેક હાસ્યમય કાવ્યો લખ્યાં છે. તેવાં બે કાવ્યો આ પાઠ અને તેની પછીના પાઠમાં આપ્યાં છે. 'દલપતકાવ્ય'માં તેમનાં કાવ્યો સંગ્રહાયાં છે. ]

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગરાગણી વગાડવામાં વખણાણો છે;
એકને જ જાચું એવી ટેક છેક રાખી, એક
શેઠને રિઝાવી મોજ લેવાને મંડાણો છે.
કહે દલપત પછી બોલ્યો તે કંજૂસ શેઠ,
ગાયક, ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

### પ્રશ્નો

૧. કયી બાબતોમાં શરણાઈવાળો વખણાયો હતો?
૨. એ શરણાઈવાળાની ટેક શી હતી?
૩. શેઠે શરણાઈવાળાને શું કહ્યું? એમ કહેવામાં તેનો શો હેતુ હતો?



પાઠ ૫ મો

# ઊંટ કહે—

કવિ દલપતરામ ડાહ્યાભાઈ

ઊંટ કહે—આ સમામાં વાંકાં અંગવાળાં ભૂંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે.
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર છે.
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શિંગડાંનો ભાર છે.
સાંભળી શિયાળ બોલ્યો, ભાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.



## પ્રશ્નો

૧. વાંકાં અંગવાળાં પશુઓનાં નામ ગણાવો અને તેમનાં વાંકાં અંગનાં નામ આપો.
૨. ભેંસને શાનો ભાર છે?
૩. શિયાળે ઊંટની શાં મસ્કરી કરી?
૪. ઊંટનાં વાંકાં અંગ ગણાવો.
૫. આ કાવ્ય લખી કવિ શું બતાવવા માગે છે?



પાઠ ૬ ઠ્ઠો

# 'દયાહીન થયો રાજા'

શ્રી વાલજી ગોવિંદજી દેસાઈ

[ આ વાર્તાના લેખક શ્રી. વાલજી દેસાઈ મહાત્મા ગાંધીજીના અનેક અનુયાયીઓમાંના એક છે. તેમના લેખો અને વાર્તાઓ પહેલાં 'નવજીવન'માં અને 'હરિજન'માં આવતાં. 'રાજકથા' નામના પુસ્તક-માંથી આ વાર્તા લેવામાં આવી છે. માણસ કોઈનું બૂરું ઇચ્છે તો પોતાનું જ બૂરું થાય. રાજાની વૃત્તિઓ બગડે તો તે પોતે દુઃખી થાય અને પ્રજા પણ દુઃખી થાય. કહેવત છે કે 'દાનત તેવી બરકત.' વળી **'यथा राजा तथा प्रजा.'** ]

**વારાણસી નગરીમાં બ્રહ્મદત્ત રાજા રાજ્ય કરતો હતો. તે પોતાના અવગુણનો જિજ્ઞાસુ બનીને નગરમાં તથા જનપદમાં ફર્યો,**

પણ ત્યાં કોઈ તેનો દોષ કાઢનાર મળ્યો નહિ, એટલે તે જ અર્થે તે હિમાલય ગયો. ત્યાં એક રમણીય પ્રદેશમાં વનમૂલફલાહારી સાધુનો આશ્રમ દીઠો. ત્યાં પ્રવેશ કરીને તેણે સાધુને પ્રણામ કર્યા અને વિનયપૂર્વક એક પડખે બેઠો. તે સમયે સાધુએ અરણ્યમાંથી પરિપક્વ ઝાડના ટેટા આણ્યા હશે તે પોતે ખાતા હતા. આ ટેટા મીઠા સાકર જેવા હતા, એટલે સાધુએ રાજાને ય ખાવા આપ્યા. ખાઈને રાજાએ સાધુને પૂછયું, 'મહારાજ, આ ટેટા આટલા મધુર કેમ હશે ?'

સાધુ કહે, 'રાજા ધર્મી છે એટલે.'

રાજાએ ફરી પૂછયું, 'ભગવાન, રાજા અધર્મી હોય તો પછી મીઠાશ નહિ રહેતી હોય ?'

'ના બચ્ચા. રાજા દોષે ભરાય, એટલે તેલ, મધ, ગોળ આદિનો જ નહિ, પણ જંગલનાં કંદમૂળફળનો ય રસ સુકાઇ જાય, એટલું જ નહિ પણ આખું રાષ્ટ્ર તેજ વિનાનું અને કડવું થઇ જાય. અને રાજા સદાચારી હોય તો તે સર્વ મધુર ઓજવંત હોય છે અને આખું રાષ્ટ્ર તેજસ્વી હોય છે.'

'એમ હશે ભગવન્.' પોતે રાજા છે તે જણાવ્યા વિના સાધુને નમી તે કાશી આવતો રહ્યો.

'આ તાપસના વચનનાં પારખાં લઉં,' એમ વિચારીને રાજાએ અન્યાય કરવા માંડયો. હવે જે હશે તે જણાશે એમ ધારતો રાજા થોડોક સમય વીત્યે પાછો સાધુ પાસે પહોંચ્યો અને વંદના કરીને એક પડખે બેઠો. પહેલી વાર પ્રમાણે આ વારે પણ સાધુએ તેને પાકા ટેટા ખાવા આપ્યા. પણ આ ફેરે તે તેને કડવા લાગ્યા, એટલે થૂંકી નાખ્યા અને બોલ્યો, 'મહારાજ, આ તો કડવા છે.'

સાધુ કહે, ' તો અવશ્ય રાજા પાપી થયો હશે. રાજા અધર્મ કરે, એટલે વનફળ આદિ સર્વ નીરસ, નિઃસ્વાદ થઇ જાય છે. '

### પ્રશ્નો

૧. વારાણસી નગરી કયાં આવી ? એ શા માટે જાણીતી છે ?
૨. રાજા શા માટે હિમાલય ગયો ?
૩. વૃક્ષના ટેટા મીઠા હોવાનું સાધુએ શું કારણ આપ્યું ?
૪. રાજાએ સાધુના કથનની શી રીતે ખાતરી કરી ?
૫. નીચેના શબ્દો સમજાવો :—
ઓજવંત, જિજ્ઞાસુ, અરણ્ય, પરિપકવ, જનપદ.
૬. નીચેના શબ્દો કયા કયા શબ્દોના બનેલા છે ?
વનમૂલફલાહારી, કંદમૂળફળ.

પાઠ ૭ મો



## સુઘડતા



શ્રી. બચુભાઇ રાવત

[ વહેલા ઊઠવાથી જેમ વાતાવરણ આનંદી રહે તેમ સુઘડ થવાથી પણ વાતાવરણ આનંદી રહે. નાનપણથી દરેક મનુષ્યે આવી ટેવો પાડવી જોઇએ. મોટા થતાં તે ટેવો પડવી મુશ્કેલ છે. સુઘડતા એ ભપકો નથી. સુઘડતા એટલે સાદાઇ. સુઘડ થવા માટે મનુષ્યે બીજા પર આધાર નહિ રાખવો જોઇએ. ]

સુઘડતા એટલે ભપકો કે ઠાઠમાઠ નહિ; સુઘડતા એટલે બાંકાઇ કે ટાપટીપ નહિ; સુઘડતા એટલે હાવકાઇભરી સ્વચ્છતા.

' સુઘડતા દિવ્યતાથી દૂર નથી. ' એ ભાવનું અંગ્રેજી સૂત્ર છે; એ કેટલું સાચું છે તે તો જે માણસ સુઘડ રહે તે જ પરમાણી શકે.

સુઘડ માણસનો પરિચય તમને કદી થયો છે ? તેના શરીરમાંથી સ્વચ્છતા ફોરી રહેલી હોય છે; તેની આસપાસનું વાતાવરણ મધુરું મધુરું બની રહેલું હોય છે; તેનો સ્વભાવ તેની વાતચીત અને દરેક હિલચાલમાંથી જાણે સુગંધ પ્રસરે છે.

પૈસાદારો જ સુઘડતા રાખી શકે એવું કંઇ નથી. ખરું પુછાવો તો સુઘડતા તો માણસ બહુ જ ઓછે ખરચે માત્ર પોતાની કાળજીથી રાખી શકે છે.

તમે ગરીબ હો તેથી શું થયું ? દરરોજ નવાં કપડાં ન પહેરી શકો, પણ જૂનાંને સ્વચ્છ રાખી સુઘડ રીતે તમારા શરીર પર સજી શકો. ફાટેલાંને થીંગડાં દઈ પહેરવામાં શરમ નથી. શરમ તો ચીંથરેહાલ ફરવામાં છે. થીંગડાંવાળાં ભલે હોય પણ સ્વચ્છ રીતે ધોયેલાં હોય તો તે કપડાં પહેરવામાં શરમ નથી. શરમ તો પરસેવાની બદબોથી ગંધાતાં મેલાંદાટ કપડાં પહેરવામાં છે. પછી ભલેને તે રેશમી, કસબી કે જરિયાન હોય !

તમારું ધોતિયું ભલે બારીક મલમલ જેવું ન હોય અને જાડું મિલનું કે ખાદીનું હોય. પણ રોજરોજ ધોવાઇ સ્વચ્છ રહેતું હોય, શરીર પર મર્યાદાસર પહેરેલું હોય, પાટલી બરોબર ચીપીને વાળેલી હોય, તો તે લથરપથર પહેરેલા, સબડતા, હીરકોરી ધોતિયા કરતાં પણ બેસૂલ સમજજો. ચાઇના સિલ્કને બદલે ભલેને જાડી ખાદી કે જીનનો ડગલો તમે પહેરતા હો, અરે ! તેના ખભા કે પીઠ પર એકાદ બે થીંગડાં પણ ભલેને હોય, પણ દર બુધવારે ને રવિવારે તમારે હાથેથી ( ધોબી પાસે

પણ નહિ) પૈસાના સાબુ વડે કાળજીથી ધોતા હો, થીંગડાં બંધબેસતાં દીધાં હોય, એક પણ બટન તૂટેલું કે ગજવું કાણું ન હોય અને શરીર પણ બરાબર સુઘડતાથી સજીને પહેરતા હો, તો ખચીત માનજો, કે કોઇ શ્રીમંતને પણ તમારા ડગલાની અદેખાઇ આવે.

તમારાં ફાટેલાં કપડાંને થીંગડાં જરૂર દો. પણ યાદ રાખજો કે થીંગડાં દેવામાં પણ સુઘડતા રહેલી છે. એક પણ કરચલી વિનાનું બરાબર બંધબેસતું, ઝીણા ટાંકા મારીને એવું થીંગડું દો કે કોઇને ઘડીભર એ થીંગડા સામે પણ જોઇ રહેવાનું મન થાય.

અને અંતે એક વાત તમારા મનમાં ઘૂંટી રાખજો, કે એ તમારી સુઘડતા તમે પોતે જ કાળજી રાખશો તો જાળવી શકશો, ધોબીનાં ધોયેલાં કપડાં અને દરજીનાં દીધેલાં થીંગડાં કરતાં તમારા હાથનાં ધોયેલાં ને થીંગડાં દીધેલાં કપડાં વધારે મીઠાં લાગશે; કારણ કે એ તમારી કાળજી, સ્વાશ્રય અને પ્રાણબળથી ઓપી રહેલાં હશે.

માથે વાળ રાખવા હોય તો જરૂર વધારો, પણ એકવાર રાખ્યા પછી તેનું પૂરી કાળજીથી જતન કરો. હંમેશાં સાબુથી માથે નહાઇ તેને સ્વચ્છ રાખો અને બરાબર તજવીજ રાખીને તેને નિયમિત રીતે ઓળતા રહો. આટલું જતન કરવાનો શોખ ન હોય તો મેલભરેલાં ઝીંથરિયાં લટિયાં રાખવા કરતાં બહેતર છે કે આખા માથાના વાળ તદ્દન કતરાવી નાખી સાદો ચહેરો કઢાવવો. માથે ઊગેલાં ઝીંથરાંના વન કરતાં એ ખચીત જ વધારે સારો લાગશે.

તમારા દાંત, નાક, આંખ, કાન અને હાથપગનાં આંગળાં બરાબર સ્વચ્છ રાખો. આંગળાં પર પાવડા જેવા નખ વધતા

અટકાવો. તમે નથી જાણતા, કે આંગળાંના નખમાં ભરાયેલા મેલમાં કૈંક પ્રકારના રોગનાં જંતુ ઉછરે છે. આંખોના ચીપડા, નાકની લીંટ કે કાનનો મેલ, એટલાં જ ભયભરેલાં અને ચીતરી ઉપજાવનારાં છે.

બસ! આટલું તમે કાળજીપૂર્વક કરતા રહો અને થોડા જ વખતમાં તમે જોશો, કે શરીરની સુઘડતા રાખવા જતાં તમારો સ્વભાવ પણ સાથે સાથે આપોઆપ સુઘડ થતો જશે. તમે મધુર સુંદર બનતા જશો. તમારી આસપાસના વાતાવરણમાં તમારા આત્માની મધુરી ફોરમ પ્રસરી રહેશે. લોકો તમારા શરીર અને સ્વભાવની આ સુઘડતાથી મુગ્ધ બની જશે.

## પ્રશ્નો

૧. સુઘડતા એટલે શું? સ્વચ્છતા, સુઘડતા અને ટાપટીપમાં ફેર શો?
૨. સુઘડ કોણ રહી શકે?
૩. ગરીબ માણસ શી રીતે સુઘડ રહી શકે?
૪. કયી કયી બાબતોમાં માણસે સુઘડ થવું જોઇએ?
૫. સુઘડ થવામાં બીજાની મદદ શા માટે ન લેવી?
૬. સુઘડતાથી શા શા ફાયદા થાય છે?
૭. શરીરની સુઘડતાથી આત્માની મધુરતા કેવી રીતે સધાતી હશે?
૮. નીચેના શબ્દો ક્યાં વિશેષણો પરથી થયાં છે?

બાંકાઈ, દિવ્યતા, સુઘડતા.



પાઠ ૮ મો

⁂

# ટપાલીને

⁂

શ્રી. પ્રહ્‌લાદ પારેખ

[સરકારી નોકરોમાં પ્રજાનો વધારેમાં વધારે માનીતો કોઈ નોકર હોય તો તે ટપાલી છે. દરેક માણસ ટપાલની વાટ જોઇને બેસે છે. ટપાલીને જોઈ તેનામાં આશા પ્રકટે છે. 'પત્ર નથી' એમ તે કહે ત્યારે માણસને દુ:ખ થાય છે, પણ તેથી ટપાલી પ્રત્યે તેને તિરસ્કાર થતો નથી.

'પોસ્ટ ઑફિસ' નામની શ્રી. ધૂમકેતુની એક વાર્તા છે. તે 'તણખા' નામના પુસ્તકમાંથી તમે જરૂર વાંચજો.]



સાંજરે ને સવારે લઈ કાગળો
નિત્ય તું માર્ગ તારે સિધાવે.
તુજ દીધા પત્રમાં એ બધું શું ભર્યું ?
કોઈ દી' તું ભલા ! ઉર લાવે ?
કેટલી માત કેરી દુવાઓ ભરી,
કેટલા પ્રેમીના પ્રેમભાવ !
કેટલાં ઉર કેરા નિસાસા ભર્યા;
કેટલા હર્ષ કેરા સમાવ !
કેટલાં નેન તારી પ્રતીક્ષા કરે !
કેટલા કર્ણ પગરવ સુણે છે !
'ના નથી પત્ર' એવું કહીને કદી
શું ભર્યું આંખ, સામે જુએ છે ?
જાણતો કેટલા ચાંપતા છાતીએ,
પત્રને ચુંબનો કૈંક ચોડે ?
કૈંક આંખો થકી આંસુડાંઓ વહી
ભીંજવી શુષ્ક એ પત્ર દોડે !

## પ્રશ્નો

૧. ટપાલી જે પત્રો વહેંચે છે તેમાં કેવા કેવા ભાવ સમાયેલા હોય છે?
૨. ટપાલી શું એ જાણતો હોય છે?
૩. પત્ર જોઈને જુદી જુદી વ્યક્તિઓને કેવી કેવી લાગણીઓ થાય છે?
૪. તમે કોઈના પત્રની રાહ જુઓ છો? એ મળતાં તમને કેવી લાગણી થાય છે?
૫. તમને ટપાલી થવું ગમે?
૬. નીચેના શબ્દોના અર્થ આપો—
દુવાઓ, પ્રતીક્ષા, કર્ણ, ચુંબનો, શુષ્ક.



પાઠ ૯ મો

::

# ભગવાન બુદ્ધ

::

સ્વ. ગિજુભાઈ

[ બાળકોના દોસ્ત તરીકે સ્વ. ગિજુભાઈ પંકાયેલા છે. તમે તમારી મેળે વાંચી શકો અને આનંદ મેળવી શકો એવું તેમણે ઘણું લખ્યું છે. 'ધર્માત્માઓનાં ચરિત્રો' નામના પુસ્તકમાં મહાન ધાર્મિક મનુષ્યોનાં ચિત્રો તેમણે સહેલી સહેલી ભાષામાં દોર્યાં છે. 'જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુના દુઃખથી પીડાતી' પૃથ્વીમાં સુખ આણવા ભગવાન બુદ્ધે રાજપાટ, પિતા, પુત્ર, પત્ની વગેરે સહુને છોડી કેવી રીતે સંન્યાસ લીધો, તેનો વૃત્તાન્ત આ પાઠમાં છે. ]

સિદ્ધાર્થના ભાવિમાં રાજ ન હતું પરંતુ ભગવો હતો. સિદ્ધાર્થ ચક્રવર્તી રાજા થાય તો જગતનું હિત થઈ શકે નહિ એમ દેવો જાણતા હતા. તેથી એક દેવ પ્રથમ એક અત્યંત-વૃદ્ધ પુરુષનું

રૂપ ધારણ કરી સિદ્ધાર્થની નજરે પડ્યો. સિદ્ધાર્થે આવો વૃદ્ધ જિંદગીમાં પહેલવહેલો જ જોયો.

તેમણે સારથિને પૂછયું, "છન્ન ! આ મનુષ્ય આવી દશાને કેમ પામ્યો છે ? તેને શું થયું છે ?"

" મહારાજ ! તે મનુષ્ય વૃદ્ધ છે. એકવાર તે બાળક હતો. પછી મારા જેવો યુવાન થયો અને હવે તે વૃદ્ધ થયો છે."

"તું, હું અને સૌ કોઈ, શું એકવાર આવી સ્થિતિને પામીશું ? મારા આ સુંદર શરીરની પણ આ સ્થિતિ થશે ?"

" હા, મહારાજ. "

સિદ્ધાર્થ શોકમગ્ન ચિત્તે મહેલ તરફ વળ્યા.

બીજીવાર સિદ્ધાર્થ શહેર જોવા નીકળ્યા, ત્યારે પણ એવો જ એક બીજો બનાવ બન્યો.

માર્ગમાં એક અતિરોગી મનુષ્યને સિદ્ધાર્થે જોયો.



ભગવાન બુદ્ધ

શરીર ધારણ કરનારને અનેકવાર આવા રોગો આવે છે, એ વિચારથી તે ઘણા ચિંતાતુર બન્યા. "આ દેહ દેખાય છે સુંદર, પણ વાસ્તવિક રીતે રોગનું ઘર છે." એમ તેમને તે દિવસે સ્પષ્ટ જણાયું. સિદ્ધાર્થ વધારે શોકાતુર બન્યા.

ત્રીજીવાર સિદ્ધાર્થ અને છન્ન શહેર જોવા નીકળ્યા. કેટલાક

માણુસોને સ્મશાન તરફ જતા જોયા. તેમણે છન્નને પૂછ્યું, "એ શું જાય છે?"

"મહારાજ ! એ મૃત દેહને સૌ સ્મશાન તરફ લઈ જાય છે; ત્યાં તેને બાળી દેશે."

"એટલે ?"

"પ્રત્યેક શરીરવાળું પ્રાણી મૃત્યુને આધીન છે. એક વખત એવો આવશે, કે જ્યારે આ શરીરમાં જે ચેતન છે તે ચાલ્યું જશે અને શરીર માત્ર એક જડ વસ્તુ થઈ પડશે. એ સમયે તે બાળી દેવાશે."

"અહો, છન્ન ! શરીરની આખર સ્થિતિ શું આ છે? ખાવુંપીવું, ફરવુંહરવું, મોજમજા એ બધાંનો શું આ રીતે એકવાર અંત આવશે ? પિતાજીની, તારી અને મારી પણ આ સ્થિતિ થશે?"

"જી હા, કુમાર !"

"દુનિયામાં આ મહાન દુઃખો–વ્યાધિ, જરા અને મૃત્યુ–માંથી છૂટવાનો કંઈ ઉપાય છે–હશે ?"

"હા, મહારાજ ! નિર્વાણ–પરમ સુખની પ્રાપ્તિ–એ જ એક ઉપાય છે."

સિદ્ધાર્થને દૈવી ભાન થયું, કે પોતાનો માર્ગ જુદો જ છે. જગતનાં જીવોનાં જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુનાં દુઃખો દૂર કરવાની તેમના મનમાં તીવ્ર લાગણી થઈ. તેમણે જગતના ઉદ્ધાર માટે સર્વસ્વનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

નિશ્ચય કર્યો તે જ રાત્રિએ સિદ્ધાર્થનાં પત્ની યશોધરાને એક ભયંકર સ્વપ્ન આવ્યું, કે સિદ્ધાર્થ સર્વસ્વનો ત્યાગ કરી જંગલમાં સાધુવેશે જાય છે, અને પોતે, પુત્ર રાહુલ અને રાજા શુદ્ધોદન અત્યંત શોક કરે છે.

યશોધરા ચમકીને જાગી તો સિદ્ધાર્થ પાસે જ છે. સિદ્ધાર્થને યશોધરાએ સ્વપ્નની સઘળી વાત કહી. સિદ્ધાર્થે ભય ન રાખવા અને શાંતિથી નિદ્રા લેવા કહ્યું.

યશોધરા નિદ્રિત થઈ. પછી સિદ્ધાર્થે જંગલમાં જવાની તૈયારી કરી. શરીર ઉપર માત્ર સાધારણ વસ્ત્રો ધારણ કર્યાં. યશોધરાને જગાડી નહિ, પણ મનમાં તેને છોડી ચાલ્યા જવા માટે તેની માફી માગી. પોતાના પુત્ર તરફ પ્રેમથી થોડીક વાર જોઈ, બાળક અને માતાની પથારી ફરતા ત્રણ ફેરા ફરી, સર્વને છોડી, મહાન સુખ શોધવા અને જગતનું દુ:ખ દૂર કરવા કુમાર સિદ્ધાર્થ રાજમહેલમાંથી નીકળ્યા.

સર્વત્ર શાંતિ હતી. અંધકાર હતો. અંધારી રાત્રિના તારાઓ મૂંગી મૂંગી વાતો કરી રહ્યા હતા, કે "જગતનો મહાપિતા આજે જગતના કલ્યાણ માટે સર્વસ્વ છોડીને જાય છે."

સિદ્ધાર્થે સારથિ છન્નને જગાડયો, કંટક અશ્વ તૈયાર કરાવ્યો અને સારથિ સાથે જંગલને માર્ગે નીકળ્યા.

આ પ્રસંગને ઉદ્દેશીને કવિએ ગાયું છે:

ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો,
માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

સવાર થતાં કુમાર સિદ્ધાર્થ અને સારથિ છન્ન બહુ દૂર નીકળી ગયા. તેમને એક પારધી મળ્યો. તેની છૂરીથી કુમાર સિદ્ધાર્થે પોતાના માથાનાં સુંદર જુલફાં કાપી નાખ્યાં અને પારધી પાસે કષાય વસ્ત્રો હતાં તે ધારણ કર્યાં. સારથિ છન્નને ઘોડો અને વસ્ત્રો લઈને કપિલવસ્તુ જવાની આજ્ઞા થતાં તે રડતો, દુ:ખથી પીડાતો, મૂંઝાતો, ઘર તરફ ચાલ્યો. સિદ્ધાર્થ રાજકુમાર મટી સાધુ થયા. તે દિવસથી તેઓ ગૌતમ મુનિ કહેવાયા.

## પ્રશ્નો

૧. ગૌતમ બુદ્ધ કોણ હતા? તેમના પિતાનું નામ શું? પત્નીનું નામ શું? પુત્રનું નામ શું? તે કયા દેશના રાજકુમાર હતા?
૨. તેમને શાથી લાગ્યું કે જગત દુઃખથી ભરેલું છે?
૩. જગતનાં કયાં કયાં દુઃખો તેમણે નજરે જોયાં?
૪. આ દુઃખોમાંથી છૂટવાનો કયો માર્ગ છન્ને બતાવ્યો?
૫. નિર્વાણ એટલે શું?
૬. યશોધરાને રાત્રે કેવું સ્વપ્ન આવ્યું?
૭. ગૃહત્યાગ કરતાં બુદ્ધના હૃદયમાં શા શા વિચારો આવ્યા હશે?
૮. "ચાલ્યો શ્યામ......ઝાલ્યો"—એ પંક્તિઓ સમજાવો.
૯. નીચેના શબ્દોની જોડણી સુધારો:—
જીંદગી, વાસ્તવીક, શરિર, નીદ્રિત, સારથી, જૂલફાં.



પાઠ ૧૦ મો

## સ્વાદનું બંધન

શ્રીમતી લીલાબહેન પરીખ

[આ નાની વાર્તા 'જાતકકથા-સંગ્રહ'માંથી લીધેલી છે. તેના મૂળ લેખક ધર્માનંદ કોસંબી છે. લીલાબહેને તેનો અનુવાદ કર્યો છે. 'ઘોડાનું બંધન' એ પાઠ તમે વાંચશો. તેમાં રક્ષણ મેળવવા જતાં ઘોડો માણસનો ગુલામ થાય છે. અહીં મધનો સ્વાદ મેળવવા જતાં વાયુમૃગ માણસનો ગુલામ થાય છે. જીભના સ્વાદે તો સત્યાનાશ વાળ્યું છે. સ્વાદમાં ને સ્વાદમાં ઘણા માણસો પાયમાલ થઇ ગયા છે. જે જીભનો ગુલામ થાય તે સદાય બીજાનો ગુલામ જ રહેવાનો.]

એક વખત બોધિસત્ત્વનો વારાણસીના રાજાની પટરાણીના પેટે જન્મ થયો હતો. પિતાના મરણ પછી તે વારાણસીનો રાજા થયો. તેને સંજય નામનો એક હોશિયાર માળી હતો. એક દિવસ

રાજાએ તેને કહ્યું, "સંજય, તારા બાગમાં કોઇ આશ્ચર્યકારક બનાવ બતાવી શકીશ?"

સંજય બોલ્યો, "મારે જોઈએ તેટલું મધ આપવાનો આપ હુકમ કરો, તો આપ મહારાજને થોડા દિવસમાં એક અપૂર્વ આશ્ચર્ય બતાવીશ!"

રાજાએ સંજયને જોઇએ તેટલું મધ કોઠારમાંથી આપવા હુકમ કર્યો.

તે ઉદ્યાનમાં રોજ એક વાયુમૃગ આવતો હતો; પણ તે મૃગ સંજયનો પડછાયો પડતાં જ બાણની પેઠે નાસી જતો. સંજયે રાજાના કોઠારમાંથી મધ લાવી ચારામાં મેળવ્યું. ધીમે ધીમે તે મૃગને ચારાનો એટલો તો સ્વાદ લાગ્યો, કે સંજયની પાસે જઈને પણ તે ચારો ચરવા લાગ્યો. થોડા દિવસ બાદ સંજયે રાજાને કહ્યું, "મહારાજ, હું આપને આજ એક આશ્ચર્ય બતાવવાનો છું. તે જોવા માટે આપ આજે રાજવાડામાં રહેવા કૃપા કરશોજી."

ત્યારપછી સંજય બાગમાં ગયો અને પેલો મૃગ આવ્યા પછી તેની સામે મધ ચોપડેલો ચારો નાખ્યો. તે ખાઇ રહ્યા પછી થોડે દૂર બીજી વખત ચારો નાખ્યો. આ પ્રમાણે ધીમે ધીમે તે મૃગને રાજવાડામાં લાવ્યો અને દરવાજો બંધ કરી દીધો. પછી સંજય રાજાને કહેવા લાગ્યો, "મહારાજ, આ વાયુમૃગ માણસને છાંયડે પણ ઊભો રહેતો નથી, તે આપ જાણો છો. આમ છતાં પણ હું તેને અહીં લાવ્યો તે એક અપૂર્વ આશ્ચર્ય નથી?"

રાજાએ કહ્યું, "વાયુમૃગ માણસને છાંયડે પણ ઊભો રહેતો નથી એ વાત સત્ય છે. પરંતુ રસતૃષ્ણા બળવાન છે. પોતાની જીભને વશ જો આ મૃગ થયો ન હોત, તો તે તારા તાબામાં કદી પણ આવત નહિ. પણ તેની જીભને રસાસ્વાદ લાગ્યાથી તું લઈ જઇશ ત્યાં તે આવશે. ખરેખર રસાસ્વાદ બળવાન છે!"

## પ્રશ્નો

૧. બોધિસત્ત્વે સંજયને શું બતાવવા કહ્યું ?
૨. સંજયે મધ જ શા માટે માગ્યું ?
૩. વાયુમૃગ કયા કારણને લીધે પકડાયો ?
૪. સ્વાદનો મોહ માણસને વધારે હોય છે કે પશુને ?
૫. રસાસ્વાદ એટલે શું ? તેને લીધે મનુષ્યને કંઈ નુકસાન થાય છે ?



## પાઠ ૧૧ મો

## બાર જણા

### શ્રી. રમણલાલ સોની

[ શ્રી. રમણલાલ સોની ગુજરાતના જાણીતા લેખક અને કવિ છે. તેમણે બંગાળી ભાષાનો સારો અભ્યાસ કરેલો છે. બાલવાર્તાઓ અને બાલકાવ્યો તેમણે ઠીક ઠીક લખ્યાં છે. આ કાવ્ય તેમના 'પગલાં'માંથી લીધું છે. આ કાવ્ય દ્વારા કવિ કહે છે, કે હિંમત અને શ્રદ્ધાથી એકલો માણસ ગમે તેટલા શત્રુ સામે થતાં પણ ડરતો નથી અને અંતે વિજય મેળવે છે. ]

એક ઇડરનો વાણિયો, ધૂળો એનું નામ,
સમી સાંજનો નીકળ્યો, જવા કોથળે ગામ.
રસ્તે અંધારું થયું, ચડિયો બીજી વાટ
જંગલમાં ભૂલો પડ્યો, દિલમાં થયો ઉચાટ.
પણ હિંમત એણે ધરી, મનમાં કર્યો વિચારઃ
'નથી કદી હું એકલો, સાથી મારે બાર !'
એવે ઝાડી સળવળી, ચમક્યા કોળી ચારઃ
'ખબરદાર! જે હોય તે આપી દે આ વાર.'



ધૂળો કૂદ્યો; કોથળો વીંઝે સબોસબ

કહે ધૂળો એ કોળીને, 'અલ્યા, નથી હું એક,
બાર જણા લઈ નીકળ્યો, કરજો કાંક વિવેક.'
'કાલે કરજે ટાયલી, હમણાં દઈ દે માલ,'
એવું બોલી ઊલટયા કોળી બે વિકરાળ.
ધૂળો કૂદ્યો; કોથળો વીંઝે સબોસબ,
હતાં કોથળે કાટલાં, વાગે ધબોધબ.

કોળી ખીજ્યા, એમના ધૂળો ખાળે ઘાવ,
'ક્યાંથી રે, આ વાણિયો શીખ્યો આવા દાવ?'

આઘું પાછું ના જુએ, ધૂળો ખેલે જંગ;
બોલે: 'હું ના એકલો, હવે બતાવું રંગ.'

કોળી ચોંક્યા, 'એકમાં હોય આટલું જોર,
બાર જણા જો છૂટશે, થશે આપણી ઘોર.'

એમ વિચારી બી સહુ નાઠા એકી સાથ,
ધૂળો હરખ્યો: 'વાહ ! મેં ઠીક બતાવ્યો હાથ.'

વાટ જડી, ધૂળો ગયો જાવું'તું જે ગામ,
વળતે એ ઘેરે ગયો પૂરું કરીને કામ.

ધૂળાની આ વારતા જાણી બાળ તમામ
પૂછે, 'કોણ તમે હતા બાર? ગણાવો નામ.'

ધૂળો કે', 'આ હાથ બે, બે આંખો, બે પાય,
ચાર કાટલાં કોથળે મળી, એમ દશ થાય.

છેલ્લા સાથી બે ખરા–હિંમત ને વિશ્વાસ,
એ બે વિણ બીજા બધા થાય નકામા ખાસ.'

## પ્રશ્નો

૧. વાણિયો કયા ગામનો રહેવાસી હતો અને ક્યાં જતો હતો?
૨. રસ્તામાં તેને કોનો ભેટો થયો?
૩. ધૂળાએ ચોરોને કેવી રીતે મહાત કર્યા?
૪. ધૂળાના બાર સાથીઓ કોણ હતા? તેમાં સૌથી મહત્ત્વના બે સાથી કોણ?



પાઠ ૧૨ મો

# ગિરિરાજ આબુ

શ્રી. રામનારાયણ ના. પાઠક

[ આ પાઠના લેખકે અનેક પુસ્તકો લખ્યાં છે. 'પચાસ વર્ષ પછી' નામની તેમની નવલકથા ખૂબ વખણાઈ છે. તે વિદ્યાર્થી હતા ત્યારે તેમણે શાળાના શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ સાથે આબુનો પ્રવાસ કરેલો. એ પ્રવાસનું વર્ણન આ પાઠમાં થયું છે. આબુ ગુજરાતના ઉત્તર છેડે આવેલો ઊંચો પર્વત છે. તેનાં કેટલાંક સ્થળો ઘણાં રમણીય છે. તમે એ તરફ જાઓ તો જરૂર જોઈ આવજો. દેલવાડાનાં દહેરાં તો તમને ખૂબ જ ગમશે. લેખકના 'ચાર પ્રવાસો' નામના પુસ્તકમાંથી આ પાઠ લીધો છે. ]

અગિયાર વાગે આબુ કેમ્પની બજાર ચીરીને દેલવાડા પહોંચ્યા. તૈયાર રસોઇ પર હાથ મારી અમે દેલવાડાનાં દહેરાં જોવા ગયા.

જગમશહૂર તાજની અનુપમ કારીગરીને ટક્કર મારે એવા ઘુમ્મટ જોઇને 'અદ્ભુત' એટલા જ શબ્દો મોંમાંથી નીકળી પડ્યા. શિલ્પકળાનાં આવાં બેનમૂન સ્મારક ખડાં કરવા પાછળ અઢળક ધન ખર્ચનાર વસ્તુપાળ-તેજપાળે ભારતની સ્થાપત્યકળાને અમર કરી છે.

એક એકથી ચડિયાતા ઘુમ્મટ: ગુંબજની અંદર આરસમાં ઝીણી કોતરણી કરીને ઝુમ્મર બનાવ્યાં છે. આરસનાં ઝુમ્મર! અને દેરાણી જેઠાણીના ગોખલા! એ ગોખલાની બારીક કોતરણી કરનારા કારીગરોને જેટલી આરસની રજ નીકળતી તેટલું ભારોભાર સોનું સાંજ પડે રોજી તરીકે મળતું એમ કહેવાય છે.



દેલવાડાનાં દહેરાંના ઘુમ્મટની અદ્‌ભુત કારીગરી

એક જ ટેકરી ઉપર પાંચ દહેરાં છે. કહે છે કે એ પાંચે દહેરાંમાં મળી અઢાર કરોડનું ખર્ચ થયું છે. સાંજ સુધી જોયા કર્યું પણ જોતાં આંખ થાકે જ નહિ. ફરીફરીને જોવાનું મન થાય. દિલને સંતોષ વળે જ નહિ.

આબુની ગુલાબી હવાએ આગલી રાતનો થાક ઉતારી નાખ્યો. રાતે દૂધ જેવી ચાંદની ખીલી. ધર્મશાળા ઉપર જબરી અગાશી છે. સૌ ઉપર ચડ્યા. દાંડિયા સાથે હતા. રાષ્ટ્રકવિ ફૂલચંદભાઈએ ઉપાડયું :—

અવની ઉછંગમાંહીં ઓપતી,
કાંઈ સંત સુભટ કેરી માત રે
ધન્ય મારી ભારતભૂમિ....ટેક૦

દાંડિયાના તાલ સાથે જ્યાં તબલાં ઉપર થાપી પડી ત્યાં તો નીચેની પોણોસો ઓરડીઓ બધી અગાશીમાં આવીને બેસી ગઈ.

મધરાત સુધી રમઝટ બોલાવી આખરે સૌ ત્યાં જ જામી ગયા.

સવારમાં ઊઠી નખી તળાવ ચાલ્યા. નખથી ખોદ્યું માટે નખી તળાવ, કે નખી ઋષિ અહીં રહેતા માટે નખી તળાવ: ગમે તેમ હોય. અમે લાંબી પંચાતમાં ન પડતાં નાહવા માટે તૈયાર થયા.

ઉપર ચડીને ધબકા મારવા માટે જ ચણ્યું હોય એમ એક મંદિર કિનારે બાંધ્યું છે. અમે મંદિર ઉપરથી પલોંઠિયા ધૂબકા લગાવ્યા. પાણીની દેગડી ચડાવી. દેગડી ઉપર પડનારને જાણે સવા મણની તળાઈમાં સૂતા જેવું લાગે. ખૂબ તર્યા. ધોવાની મનાઈ હતી, એટલે કપડાં નીચોવી રવાના થયા.

સાંજના વખતે અમે અચલગઢ જોવા નીકળ્યા. આઠ દસ મોટા વિદ્યાર્થીઓ હતા. પ્રદેશ જરા ઓતાડો છે. તૂટેલા કિલ્લાનાં ખંડેર જોઈને આગળ ચાલ્યા. ત્યાં બે તળાવડી આવી. અહીં વાઘ પાણી પીવા આવે છે એમ સાંભળેલું. વાઘજીભાઈને નજરે જોવાની હોંશ હતી. તળાવડી પાસે જઈને ખૂબ જોરથી બૂમો પાડી, પણ કોણ સાંભળે ? પાસે કુંભારાણાના મહેલનાં ખંડેર પડ્યાં છે. એની ઉપર ચડ્યા. આસપાસનો દેખાવ જોયા જ કરો; બસ જોયા જ કરો ! નદીઓ તો જાણે કેડીઓ! જંગલી ઝાડો જાણે વેંતવેંતનું ઘાસ ઊગ્યું છે ! મહેલના ખંડેરથી ચાર વાગે નીચે ઊતર્યા.

એક ગુફા આવી. કોઈ કહે છે ગોપીચંદની ગુફા; પણ પાસે જઈને જોયું તો કોઈ બીજા માણસે એનો કબજો લીધો હતો ! એક બંગાળી સાધુ અંદર બેઠેલા. પાસે પુસ્તકોના ઢગલા. અમને બેસાડ્યા. વાતચીત કરી. પુસ્તકો બતાવ્યાં. ગુફા બતાવી. પછી બહાર નીકળ્યા.

થોડે નીચે ગયા તો બીજી ગુફા આવી. એને ભર્તૃહરિની ગુફા કહે છે. એ ખાલી હતી. અમે ગુફાની ભીંત ઉપર અમારાં નામ

અમર કર્યાં. ઠામઠેકાણું પણ લખ્યાં. ધર્મશાળાએ ગયા ત્યાં આવાં સ્થળો બગાડવા માટે અમારા આચાર્ય ચમનભાઈએ ઠપકો દીધો. અમે ભોંઠા પડ્યા. ભીનાં પોતાં લઈ પાછા એ ને એ વખતે ગુફાએ ગયા અને નામ ભૂંસી નાખ્યાં !

અચલગઢ ઉપરનું મંદિર સુવિખ્યાત છે. એ ચૌમુખજીનું મંદિર કહેવાય છે. મૂર્તિ ઉપર ઘરેણાં ઘણાં કીમતી છે.

બીજે દિવસે અમારામાંના કેટલાક દત્તાત્રેયનું શિખર જોવા ગયા. આબુનું સૌથી ઊંચું શિખર ગુરુ દત્તાત્રેય. અચલગઢથી દત્તાત્રેયનો રસ્તો ત્રણેક માઇલ હશે; આબુ કૅમ્પથી સાત માઇલ. જંગલી કેડી છે. રસ્તામાં ઊભી વાડે ઉનાળાની ઋતુમાં ગુલાબ ખીલ્યાં હતાં. બગીચાનાં ગુલાબ જેવી તીવ્ર સુગંધ નહિ પણ શોભા ખરી. કરમદાં પણ પાક્યાં હતાં.

ચાલતાં ચાલતાં એક સંન્યાસી મળ્યા. આબુ જેવા પહાડમાં એ રાતદિવસના ભોમિયા. એમણે જરા ડરાવ્યા: "હમણાં જ મને વાઘ મળ્યો હતો. સાવચેત રહેજો. પાછા ફરો તો વધારે સારું." પણ સાત આઠ માણસ હોય ત્યારે વાઘ કંઈ કરતો નથી. એ લોકો પોતાની બહાદુરી બતાવવા નકામા ડરાવે છે. અમારી સાથે એક ભીલ ભોમિયો હતો. દત્તાત્રેયની ટેકરી દૂરથી દેખાડી એ પાછો વળ્યો. અમે ઉપર ચડ્યા. થોડા બાવા ગાયો રાખી ત્યાં વસ્યા છે. અમે માલદાર હશું એમ માની અથવા અતિથિસત્કારની ભાવનાથી અમને સગવડ કરી આપી. નીચે ઊતરીને ઠંડું પાણી લાવી દીધું; બેસવા આસન દીધાં.

દત્તાત્રેયનું શિખર ૫૬૫૦ ફૂટ ઊંચું છે. ત્યાં એક મોટો ઘંટ લટકાવ્યો છે. એનું વજન જોતાં એ કયી રીતે ઉપર લાવ્યા હશે એનો ખ્યાલ આવતો નથી. એના ઉપર ૧૪૯૮ની સાલનો

એક પુરાણો લેખ છે. અમે એ ઘંટ વગાડવા લાગ્યા. એનો મોટો અવાજ સાંભળી ઘણા બહાર આવતા રહ્યા.

પવનનો સપાટો એવા જોરથી લાગે છે કે ત્યાં ઊભા રહેવું મુશ્કેલ પડે. ચોમેર નજર કરી તો ભવ્ય કુદરત પથરાઇ પડી હતી. આમ ઉત્તરમાં અરવલ્લીની હારમાળા દેખાય છે; એક બાજુ શિરોહી શહેર દૂરબીનમાંથી દેખાય છે, ને બીજી બાજુ અંબાજી દેખાય છે.

ટેકરી ઉપર બાવાજીની ગુફામાં રાત રહેવાની સગવડ હતી, પણ સાંજ પહેલાં અચલગઢ પહોંચવાનું હતું એટલે પાછા ફર્યા.

બીજે દિવસે વશિષ્ઠાશ્રમ જવાની તૈયારી કરી. વહેલા પરવારી ચાલી નીકળ્યા. આબુ કેમ્પ છોડયા પછી ખરેડીને રસ્તે પહેલા માઇલને પથરે કબરસ્તાન આગળ પાટિયાની શોધ કરવાની હતી. સામટા માણસોને શોધતાં કેટલી વાર ? તરત વાંચી લીધું : “ ગૌમુખ. ” હાથની નિશાની હતી. ગૌમુખ એટલે વશિષ્ઠાશ્રમનો કુંડ. અમે રસ્તો ફેરવ્યો. દોઢેક માઇલ ચાલ્યા ત્યાં બીજું નિશાન આવ્યું : હનુમાનજીનું મંદિર. નારિયેળની શોષ પડી ન હતી, નહિતર ઉડાવી જાત. આશ્રમ વિષે ઘણી વાતો સાંભળેલી તેથી રસ્તામાં રોકાયા વિના ચાલી નીકળ્યા. બેએક માઇલ ચાલ્યા હશું ત્યાં આગળના જુવાને આલબેલ પોકારી : “ પગથિયાં આવ્યાં ! ” ચડવાનાં નહિ પણ ઊતરવાનાં !

“ એક, બે, ત્રણ, ચાર....” પગથિયાં ગણાવા માંડયાં, પણ પાર આવે તેમ ન હતું, પગથિયાં સો દોઢસો નહિ પણ સાતસો હતાં. વાંદરા જેટલા ચપળ અને ચંચળ વૃત્તિવાળા કિશોરો સાતસો પગથિયાં જોતજોતામાં ઊતરી ગયા. વશિષ્ઠાશ્રમ દેખાયો.

કેવો આશ્રમ ? જાણે વનદેવીની આરામગાહ ! જાણે પ્રકૃતિનું ક્રીડાસ્થાન ! ચંપો અને કેતકીથી મહેકી રહેલું વાતાવરણ; અંતરમાં શાંત પ્રસન્નતા પ્રગટાવતી ઉલ્લાસ ભરી કુદરત ! થાકનું નામનિશાન ન રહ્યું. ગૌમુખ દેખાયું. પહાડી ઝરણાં ગાયના કૃત્રિમ મુખ વાટે કુંડમાં પડે છે. કુંડમાં પાણી ખૂબ સ્વચ્છ હતું.

ગૌમુખથી નીચેના ભાગમાં મંદિર અને ધર્મશાળા છે. ધર્મશાળામાં ઉતારાપાણીની સગવડ છે. મંદિરમાં રામ, લક્ષ્મણ અને વશિષ્ઠ મુનિની મૂર્તિઓ છે. રામ-લક્ષ્મણને માથે હાથ મૂકી ગુરુ ઊભા છે. કહે છે કે વશિષ્ઠ મુનિ આ જગાએ તપ કરતા. અત્યારે બે ચાર સાધુઓ પડ્યાપાથર્યા રહે છે.

મંદિરના ચોગાનમાં સુગંધ અને ઊંચાઈમાં શોધ્યા ન જડે એવા ચંપા ઊભા છે. જબરદસ્ત ચંપા: જાણે વડલા જોઈ લો ! પાસે ફણસનાં ઝાડ છે. અધમણ અધમણનાં ફણસ લટકતાં હતાં.

ત્યાં જ શીતળ છાયામાં બેસી યાત્રાળુઓ આરામ લે છે. અમે ઠેઠ દેલવાડાથી ઉપાડી આણેલ ગોળનો રવો અને ચણાનો કોથળો આલી કર્યો. પાણી પીને તાજા થઇ ગયા, પણ ઊઠવાનું મન થતું ન હતું.

નીચે જમદગ્નિનો આશ્રમ છે એમ કહે છે. અમે ચાલ્યા. બાવાજીએ રોક્યા: "મત જાઓ; શેરકા ડર હૈ." ધરાર ન જવા દીધા. ત્યાંથી ખરેડી સુધી જવાય છે. સડક થયા પહેલાં એ જ રસ્તો હતો. માત્ર છ ગાઉ થાય છે.

સાતસો પગથિયાં ચડીને ઉપર આવ્યા. સાડાપાંચ માઈલ ચાલી દેલવાડા પહોંચ્યા. તે જ રાતે પહાડ ઊતરી ગયા. દસ દિવસમાં કેટલાકનું વજન બેથી અઢી શેર વધ્યું હતું.

## પ્રશ્નો

૧. દેલવાડાનાં દહેરાંની કારીગરીનું વર્ણન કરો.
૨ અચલગઢની આજુબાજુના પ્રદેશનું વર્ણન કરો.
૩. દત્તાત્રેયના શિખર સંબંધી જે જાણતા હો તે લખો.
૪. વશિષ્ઠાશ્રમનું વર્ણન કરો.
૫. તમે કરેલી મુસાફરીનું વર્ણન કરો.
૬. ખાનાં પૂરો:–(૧) દેલવાડાનાં દહેરાં.........બંધાવ્યાં છે.
(૨) આ દહેરાં બાંધવામાં.........નું ખર્ચ થયું છે.
(૩) દત્તાત્રેયનું શિખર......ફૂટ ઊંચું છે.
(૪) વશિષ્ઠાશ્રમ જતાં.........પગથિયાં ઊતરવાનાં હતાં.
૭. (ક) નીચેનામાંથી નામ બનાવો :—
અમર, બહાદુર, ભવ્ય.
(ખ) નીચેનામાંથી વિશેષણ બનાવો :—
શાંતિ, ભાવના, ઉલ્લાસ.



પાઠ ૧૩ મો

# વૃકોદર

શ્રી. ધનસુખલાલ મહેતા
અને શ્રી. જ્યોતીન્દ્ર દવે

[શ્રી. ધનસુખલાલ મહેતા અને શ્રી જ્યોતીન્દ્ર દવે એ બન્નેએ ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના લેખકો તરીકે નામના મેળવી છે. તેમણે બન્નેએ છૂટા છૂટા લેખો અને પુસ્તકો લખ્યાં છે પણ 'અમે બધાં' એ નામનું એક પુસ્તક તેમણે બન્નેએ સાથે મળીને લખ્યું છે. એમાં જૂના સુરતનાં સંસ્મરણો રમૂજી ભાષામાં હાસ્ય ઉપજાવે તેવી રીતે વર્ણવ્યાં છે. એ પુસ્તકમાંથી લીધેલો 'વૃકોદર' નો આ પ્રસંગ તમને જરૂર હસાવશે.]

વૃકોદર છેક નાના હતા અને ઘૂંટણિયાં તાણતાં તાજા જ શીખ્યા હતા તે વેળા, પાસેના ઘરમાં કોઈ માંદું હતું તેને જોવા, ઘરનાં બધાં માણસો ગયાં હતાં. તે વેળા રસોડામાં જઈ બધાંને માટે તૈયાર કરેલી રસોઈ એ ખાઈ ગયા ! જ્યારે આ વાત તેમના અજીઠા મુખે બધાંને જાહેર કરી દીધી ત્યારે સૌ અત્યંત ગભરાઇ ગયાં, ને આ છોકરાને જરૂર આફરો થઈ તે મરી જશે એમ લાગવાથી વૈદ્યને તાબડતોબ તેડી લાવવામાં આવ્યા. વૈદ્યે આવી નાડ તપાસી કહ્યું કે, 'છોકરાને કંઈ થયું નથી !'

તેઓ પહેલવહેલા સાસરે જમવા ગયા અને ત્યાં રાંધેલી બધી રસોઈ પૂરી કરીને ઘેર આવ્યા ત્યારે ભૂખના દુઃખથી તેઓ છેક અશકત થઈ ગયા હતા. અને તેમની માએ જ્યારે ફરી રાંધીને તેમને જમાડ્યા ત્યારેજ તેમનામાં બોલવાચાલવાની શક્તિ આવી.

જ્ઞાતિભોજન વખતે તેમના ઠામ આગળ છ પીરસનારને આખો વખત હાજર જ રાખવા પડતા.

અડધી ન્યાત જેટલું જમે એટલું તે એકલા જમતા. ન્યાત જમાડતી વેળા માણસોની સંખ્યા ગણવામાં આવતી, અને છતાં જ્યાં જ્યાં તે જમવા જતા ત્યાં ત્યાં અધવચ ખૂટી પડતું !

એક વખત એક જણે આખી ન્યાત જમાડવા માટે તૈયારી કરી. તેના પર ન્યાતવાળાને કંઈ કારણસર દ્વેષ હોવાથી રસોઈ થઈ ગયા પછી દરેકે જમવાની ના કહાવી. રસોઈ બગડે એવો સંભવ લાગવાથી તે ગૃહસ્થે વૃકોદરને ત્યાં જઈ, તેમને ચરણે પડી, પોતાને ત્યાં ભોજન માટે પધારવા બહુ કાલાવાલા કર્યા.

વૃકોદર તૈયાર થયા અને ત્યાં જમવા ગયા. તેમણે એકલાએ આખી ન્યાતની રસોઈ પોતાના ઉદરમાં સમાવી દીધી !



આખી ન્યાતની રસોઈ જમી જતા વૃકોદર

જમાડનાર ગૃહસ્થને થયું કે બિચારો કાલ સુધીમાં તો કોલેરા કે આફરાના રોગનો ભોગ થઈ પડશે. તે બીજે દિવસ સવારે

વૃકોદરની તબિયત જોવા ગયો. ત્યાં જઈને તેણે જોયું તો વૃકોદર જમવા બેઠા હતા !

'ઓહો ! તમને અત્યારે ભૂખ લાગી !' તેણે આશ્ચર્યથી પૂછ્યું.

'ન લાગે ? કાલ રાતના દસ પછી કાંઈ ખાધું નથી !' તેમણે જવાબ દીધો.

'કાલ રાત ? તમે તો સાંજે મારે ત્યાં જમી ગયા હતા !' પેલા ગૃહસ્થે વધારે આશ્ચર્ય પામતાં કહ્યું.

'હા, તમારે ત્યાં સાંજે જમી ગયો, પછી ભૂખ લાગી તે ઘરમાં રસોઇ કરાવી જમ્યો અને ત્યાર પછી અત્યાર સુધીમાં મેં કંઇ ખાધું નથી !' તેમણે જવાબ દીધો, અને મનુષ્યની પાચનશક્તિ વિષે વિચાર કરતો તેમને જોવા આવેલો ગૃહસ્થ પાછો ફર્યો.

## પ્રશ્નો

૧. વૃકોદરનો અર્થ શો ?
૨. વૃકોદરે જ્ઞાતિભોજન જમાડનાર ગૃહસ્થની શી સેવા કરી ?
૩. આ વાત તમારા માનવામાં આવે છે ખરી ?
૪. મહાભારતમાં કોઈ એવું પાત્ર આવે છે, કે જેને આ વૃકોદર સાથે સરખાવી શકાય ?
૫. ઇતિહાસમાં કોઈ ખાઉધરા રાજાની વાત તમે વાંચી છે ?
૬. નીચેના શબ્દોની સાચી જોડણી લખો :—
ઘુંટણીઆ, ભુખ, પિરસનાર, બીચારો, તબીઅત, ગ્રહસ્થ.



પાઠ ૧૪ મો.

# સાહસ કરવા વિષે

કવિ નર્મદ

[ ગુજરાતના પહેલા શૌર્યકવિ અને સુધારક નર્મદાશંકરના એક કાવ્યનો આ ભાગ છે. લડાઈમાં, સુધારામાં કે વેપારમાં સાહસ તો કરવું જ જોઇએ. વિચાર કરી બેસી રહેવાથી શું વળે ? કવિ નર્મદ સુધારો કરવા માટે સાહસ કરવાનું કહે છે. ]

(લાવણી)

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે;
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે.
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ હાસને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બહાનું કરે, નવ સરે અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે.

## પ્રશ્નો

૧. કેટલાંક કામમાં ઢીલ શા માટે ન ચાલે?
૨. શંકા અને ભયથી શું થાય?
૩. 'સમય નથી આવિયો,' એમ કહેવાથી શું થાય ?
૪. 'સાહસ' ઉપર એક ટૂંકો નિબંધ લખો.



પાઠ ૧૫ મો

# ગુરુદક્ષિણા

શ્રી. ધૂમકેતુ

[ કૌરવપાંડવોની વાત તો તમે જાણતા હશો. દ્રોણાચાર્ય તેમને ધનુર્વિદ્યા શીખવતા. બધા શિષ્યોમાં અર્જુન સૌથી ચડી જતો. એક વખત એકલવ્ય નામનો એક ભીલકુમાર દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખવા ગયો. દ્રોણાચાર્યને તો ગર્વ હતો, કે પોતે રાજગુરુ હતા. એથી તેમણે એકલવ્ય જેવા હલકી જાતના શિષ્યને વિદ્યા શીખવવાની ના પાડી. એકલવ્ય વનમાં ગયો. દ્રોણાચાર્યની માટીની મૂર્તિ બનાવી તેની પાસેથી તે ધનુર્વિદ્યા શીખવા લાગ્યો. દિવસે દિવસે એકલવ્ય ઘણો હોશિયાર થતો ગયો. એકવાર અર્જુન એકલવ્યની પ્રગતિ જોઈ ગયો. અર્જુનને તેની અદેખાઈ આવી. આખરે દ્રોણાચાર્ય જેવા મહાન ગુરુ પણ અર્જુનને રાજી રાખવા તૈયાર થયા. હલકા ભીલના ગુરુ થવાની ના પાડનાર દ્રોણાચાર્ય હવે તેના ગુરુ કહેવડાવવા તૈયાર થયા અને તેની પાસેથી ગુરુદક્ષિણા માગી. ભીલકુમાર પણ કેટલો ઉદાર અને ઉમદા કે ગુરુએ માગેલી ગુરુદક્ષિણા તરત જ આપી દીધી! શ્રી ધૂમકેતુનો 'તણખા' નામનો વાર્તાસંગ્રહ તો ઘણો જાણીતો છે. તેઓ ગુજરાતના આગળ પડતા વાર્તાકાર છે. આ પ્રસંગ તેમના 'ભીલકુમાર એકલવ્ય અને બીજાં નાટકો' માંથી લીધો છે. ]

**દ્રોણ** : અર્જુન ! આ તો એકલવ્ય છે. મેં તેને ધનુર્વિદ્યા શીખવી જ નથી. તેણે કહ્યું કે મેં શીખવી છે?

**અર્જુન** : હા, તેણે તો કહ્યું, કે હું ગુરુ દ્રોણનો જ શિષ્ય છું !

**દ્રોણ** : મારો શિષ્ય છે ? (આશ્ચર્યથી ઊભા ઊભા જુએ છે.)

**અર્જુન** : તમે, ગુરુદેવ ! મને નથી કહ્યું, કે મારી ધનુર્વિદ્યા અનન્ય બની રહેશે?

**દ્રોણ** : બની રહી છે.

**અર્જુન** : પણ—આ—એકલવ્ય—

**દ્રોણ** : આ ભીલ કુમારને આટલું કોણે શીખવ્યું ?—છાનો છાનો સાંભળી તો નહિ ગયો હોય ?—

**અર્જુન** : વખતે એમ થયું હોય—ગમે તેમ—આપણે તેને પૂછી જોઈએ—

**દ્રોણ** : તું અહીં થોભ, હું જાઉં છું.

**અર્જુન** : ગુરુદેવ ! મારા કરતાં વધે નહિ હોં. હું તો તમારો વહાલો શિષ્ય—અને તે તો ભીલ !

**દ્રોણ** : તેનો જ હું ઉપાય કરું છું.

( એકલવ્ય પાસે જાય છે. )

**દ્રોણ** : એકલવ્ય ! મેં તને વિદ્યા ક્યારે શીખવી છે ? હું તારો ગુરુ છું ?

**એકલવ્ય** : (પ્રેમથી) તમારી માનસી પ્રતિમા મેં પૂજી છે. તમને ગુરુ માનીને મેં અભ્યાસ શરૂ કર્યો છે. તમે હંમેશાં હાજર છો એમ માનીને હું શીખ્યો છું.

**દ્રોણ** : હું હંમેશાં હાજર છું ?

**એકલવ્ય** : હા, તમારી પ્રતિમાને મેં દર ક્ષણે સવાલો પૂછ્યા છે અને જવાબો મેળવ્યા છે.

**દ્રોણ** : અને જવાબો મેળવ્યા છે ?

**એકલવ્ય** : મેં જ્યારે જ્યારે ભૂલ કરી છે ત્યારે કેવી લાગણીભરી નિશાનીઓથી તમે એ સુધારી છે ?

**દ્રોણ** : મેં એ સુધારી છે ?

**એકલવ્ય** : હરઘડીએ ખાલી આકાશમાંથી તમારી નિશાની મને માર્ગદર્શન આપે છે. જાણે તમે ઊભા છો : એટલા જ આગ્રહી અને છતાં પ્રેમભર્યા : એવા જ દૃઢ અને દયાભર્યા : જાણે....

**દ્રોણ** : એકલવ્ય ! તેં મારી વિદ્યા છાની રીતે ગ્રહણ કરી છે. ચોરીછૂપીને લીધી છે !

**એકલવ્ય** : હા ગુરુદેવ ! મેં છાની રીતે ગ્રહણ કરી છે: તમે પણ મને એકાંતમાં છાની રીતે શીખવી છે. તમે જ મને અનેક નિશાનીઓ વડે સમજાવી રહ્યાં છો ! (પગમાં પડે છે. ઊભો થઇને ગદ્‌ગદ્ ) આપની માનસી પ્રતિમા મેં પૂજી છે. જ્યાં જ્યાં ન આવડ્યું ત્યાં ત્યાં પ્રતિમા સામે જોયું, અને પ્રતિમાએ આંખની ઈશારતથી સઘળું સમજાવ્યું: છતાં ન સમજાયું તો જાણે હાથની નિશાનીથી બતાવ્યું : એમ છતાં ન સમજાયું ત્યારે મારા હૃદયમાં વાંચી શકાય એવા સ્પષ્ટ શબ્દો તમે લખ્યા છે, ગુરુદેવ ! ( ફરી પગમાં પડે છે.

**દ્રોણ** : આ મારી પ્રતિમા પાસેથી તું બધું શીખ્યો ?

**એકલવ્ય** : આપની માનસી મૂર્તિ–જે મેં અંતરમાં સાંગોપાંગ ઉતારી છે—તેણે જ મને કહ્યું, કે દુનિયામાં ક્યાંય નિરુત્સાહ નથી; નિરાશા અંતરમાં છે. તેણે જ મને કહ્યું, કે અખંડ અભ્યાસીને અસાધ્ય એવું કાંઇ નથી. આપે કહ્યું તે પ્રમાણે હું વર્ત્યો છું, ગુરુદેવ !

**દ્રોણ** : ત્યારે તું મારો શિષ્ય છે ?

**એકલવ્ય** : હા, ગુરુદેવ !

**દ્રોણ** : તું મારી પાસેથી વિદ્યા શીખ્યો ?

**એકલવ્ય** : આપે મને આપી છે.

**દ્રોણ** : ( સહસા ) ત્યારે ભીલકુમાર ! ગુરુદક્ષિણા લાવ !

**એકલવ્ય** : ( સજળ નેને ) બોલો, ગુરુદેવ ! શું આપું ? જીવન પર્યંતની સેવા આપું ? પ્રાણનો ખપ છે ?—તો પ્રાણ આપું. શું આપું ?



એકલવ્ય તરત અંગૂઠો ધરી દે છે

**દ્રોણ : બીજું કાંઇ નહિ—માત્ર જમણા હાથનો અંગૂઠો.**

(એકલવ્ય તરત ધરી દે છે.)

**દ્રોણ** : હાં હાં—એ ભીલકુમાર !

**એકલવ્ય** : (શાંતિથી) ગુરુદેવ ! બીજું કાંઈ? હાથ આપું ?

**દ્રોણ** : [સજળ નેને] તું ભીલ નથી, શૂદ્ર નથી, શ્રદ્ધા છે. મારો શિષ્ય જ સર્વશ્રેષ્ઠ થાય એ અભિમાનમાં મેં સરસ્વતીની માનસી મૂર્તિને કલંક લગાડ્યું; હવે તું મને શાપ દે !

**એકલવ્ય** [હાથ જોડે છે] આપની માનસી મૂર્તિએ ક્યારનો મને આશીર્વાદ દઈ દીધો છે ! મારી આટલી નાની ભેટથી જાણે આપનું અંતર હસ્યું !

**દ્રોણ** : ભીલ ! ભીલકુમાર ! તું મને શાપ દે ! આટલો નાનો અંગૂઠો જાણે કોઈ મહાભયંકર ઉલ્કાપાતનું બીજ હોય એમ—એમાં પ્રચંડ દાવાગ્નિ હું દેખું છું. તું મને શાપ દે—શાપ દે, એટલે ભવિષ્યના ભયંકર અંધકારમાં હું એકાદ ક્ષણ જોઈ શકું ! શાપ દે !

**એકલવ્ય** : ( હાથજોડીને ) ગુરુદેવ ! આશીર્વાદ આપો. આ ડાબો હાથ કહે છે, ગુરુદેવને પ્રણામ કરીને મને કામમાં લે !

**દ્રોણ** : તું માણસ નથી, તું દેવ છે. જા, મારો આશીર્વાદ છે.

( એકલવ્ય તેમના ચરણમાં પડે છે. તેના કપાળમાં જમણા અંગૂઠાનું લોહી ચાંદલારૂપે શોભી રહે છે. હાથ જોડીને તે ઊભો થાય છે. )

**દ્રોણ** : (પાછા ફરીને જોતાં-ચીસ પાડે છેઃ) આ-હ,-ભી-લ-કુ-મા-ર !

## પ્રશ્નો

૧. ગુરુ દ્રોણ કયી વિદ્યામાં નિપુણ હતા? તેમનો મુખ્ય શિષ્ય કોણ હતો ?
૨. એકલવ્ય કેવી રીતે ધનુર્વિદ્યા શીખ્યો ?
૩. દ્રોણાચાર્યે ગુરુ તરીકે શી દક્ષિણાની માગણી કરી ?

૪. દ્રોણાચાર્યે જમણા હાથનો અંગૂઠો જ શા માટે માગ્યો ?
૫. પોતાની માગણીથી દ્રોણાચાર્યને પાછળથી કેમ પસ્તાવો થયો ?
૬. દરેક વસ્તુ સાધ્ય કરવાને મનુષ્યને શાની જરૂર છે ?
૭. કયા પુરાણા પુસ્તકમાંથી અર્જુન અને દ્રોણાચાર્યની વાત વાંચી શકાય ?
૮. તમને કયા ગુણ માટે એકલવ્ય ગમે છે ? એકલવ્યના કયા ગુણો વિદ્યાર્થીએ જીવનમાં ઉતારવા જોઈએ ?
૯. નીચેના શબ્દોની જોડણી સુધારો :—
શિખવું, શીષ્ય, ગુરૂ, પ્રતીમા, નીશાની, નીરૂત્સાહ, શુદ્ર.



પાઠ ૧૬ મો

::

# હૃદયનો રંગ

::

શ્રી. નરહરિ પરીખ

(શ્રી. નરહરિ પરીખ નવીન યુગના જાણીતા લેખકોમાંના એક છે. પહેલાં તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે કામ કરતા હતા. હાલ તેઓ અમદાવાદમાં અનેકવિધ સેવાઓ કરી રહ્યા છે. આ નાની વાર્તામાં તેઓ સાચી કલા કેવી રીતે ખીલે તે બતાવે છે. કલા એ વેપાર નથી. કલાકાર કીર્તિની પણ દરકાર કરતો નથી. પોતાની કલાને સુંદર બનાવવા સાચો કલાકાર હૃદયનું લોહી રેડતાં પણ અચકાતો નથી. ]

(૧)

એક ચિત્રકાર હતો. તેણે માત્ર એક છબી ચીતરી હતી. પણ તેના જ સમયના અસંખ્ય ચિત્રકારોએ અગણિત છબીઓ ચીતરી

હતી. તેની છબીમાં ફક્ત એક રંગ હતો—આછો લાલ ! અન્ય ચિત્રકારોની છબીઓમાં વિચિત્ર રંગ હતા. પણ જે તેની એક રંગવાળી છબી જોતું તે કહેતું, કે 'અહા.! આવી સુંદર છબી ક્યાં ય દેખી નથી—ચક્ષુ ચોંટી જ જાય!'

એ લાલ રંગ દેખી બીજા સર્વ ચિત્રકારો અંદર અંદર કહેવા લાગ્યા, 'આ રંગ વળી ક્યાં મળે છે? આવો રંગ તો ક્યાં ય જોયો નથી.'

તેને જ્યારે પૂછ્યું ત્યારે તે સહેજ હસીને બોલ્યો, 'જાણતા નથી ?' પછી કાંઈ ધ્યાન આપ્યા વિના તેણે છબી ચીતરવામાં મન પરોવ્યું. સઘળાં બોલ્યાં, 'જોયું, કેવો અહંકાર છે!'

(૨)

કયા રંગથી તે આવી છબી ચીતરતો, તેનું રહસ્ય જાણવા સર્વ ચિત્રકારો ઉન્મત્ત થઈ ગયા. કેટલાકોએ વિજ્ઞાનની મોટી મોટી પોથીઓ ઉથામી અને નાના પ્રકારના લાલ રંગ કાઢ્યા; કેટલાક રંગની શોધ માટે દેશવિદેશ નીકળી પડ્યા અને નાના પ્રકારના રંગ સંગ્રહી લાવ્યા. તેનાથી છબીઓ ચીતરી, પણ એવું લાવણ્ય ખીલી ઊઠે ક્યાંથી?

આ તરફ પેલો ચિત્રકાર આ સઘળાની કાંઈ દરકાર જ રાખતો નહિ. એ તો એની મેળે છબી ચીતર્યે જ જાય.

છબી ઉપર જેમ જેમ લાલ રંગ ખીલતો ગયો તેમ તેમ તેના પોતાના અંગનો રંગ ફીકો થતો ગયો.

એક દિવસ સર્વેએ જોયું કે છબી પૂરી ચીતરાઈ રહી છે; પણ ચિત્રકાર તેને છાતી સરસી રાખી મરી ગયો છે.

જેટલા ચિત્રકારો હતા તે સર્વે ખબર મળતાં દોડી આવ્યા. તેના ખંડેર ઘરમાં સઘળા ખોળવા મંડી પડ્યા, કે રંગની શોધ કોઈને મળી જાય. પણ કોઇ ખોળી કાઢી શક્યું નહિ.

ત્યાર પછી તેને જ્યારે ચિતા ઉપર સુવાડ્યો ત્યારે સર્વેએ તેની છાતી ઉપર એક ઘાનું ચિહ્ન જોયું! તે કેટલા દિવસનું હતું તે ખબર ન પડી.

### પ્રશ્નો

૧. બીજા ચિત્રકારોના કરતાં આ વાર્તામાંના ચિતારાનું ચિત્ર કેમ વધારે સુંદર અને લાવણ્યમય દેખાતું હતું?

૨. બીજા ચિત્રકારો એ જાતનો લાલ રંગ કેમ મેળવી ન શક્યા? એ લાલ રંગ શાનો હતો?

૩. ચિત્રકારે પોતાના ચિત્રમાં લોહીનો ઉપયોગ કેમ કર્યો? શું તેને બીજો લાલ રંગ મળે એમ ન હતું?

૪. એક ચિત્ર દોરવા માટે કોઈ પોતાનો પ્રાણ આપે એ યોગ્ય કહેવાય? શા માટે?

૫. છબી ઉપર જેમ લાલ રંગ ખીલતો ગયો તેમ ચિતારાના અંગનો રંગ ફીકો થતો ગયો—કારણ?

૬. નીચેના શબ્દોમાંથી નામ બનાવો:—લાલ, ઉન્મત્ત, ફીકો.



પાઠ ૧૭ મો

::

# દેશનો વિમાની

::

**શ્રી. પૂજાલાલ દલવાડી**

[ આપણો દેશ હવે સ્વતંત્ર થયો છે; એટલે એના રક્ષણની જવાબદારી પણ આપણી છે. શારીરિક કસરત તથા પૌષ્ટિક ખોરાક વડે આપણાં શરીરોને મજબૂત બનાવી જરૂર પડયે દેશને પરદેશી આક્રમણોથી રક્ષવા આપણે લશ્કર, હવાઈદળ કે નૌકાદળમાં જોડાવા માટે તૈયાર રહેવું જોઈએ. તે ઉપરાંત એ પ્રત્યેક પ્રકારના સૈન્યમાં બજાવવાની કામગીરીનું શિક્ષણ પણ લેવું જોઈએ.

તમને વિમાનમાં ઊડવાનું મન તો થતું જ હશે. દેશના વિમાની બની દુનિયાના દેશોમાં ભરતખંડનો વિજયવાવટો ફરકાવતા ઊડવું એ કાંઈ ઓછો લહાવો છે! એ લહાવો લેવાની આકાંક્ષા આજે સેવશો અને એ માટે જરૂરી તાલીમ મેળવશો તો ભારતમાતાની સેવા કરવાનો લાભ તમને પણ મળશે.]



સ્વતંત્ર ભારતવર્ષતણો હું બનીશ બાલ-વિમાની;
નાનકડા હૈયામાં મારા હોંસ નથી કંઈ નાની.

ગરુડ સમાણું વિમાન મારું સરરર ઊંચે ચડશે,
વીજ-વિલસતાં વાદળ વીંધી આકાશે જઈ અડશે.

ચક્કર પર ચક્કર લેતું એ માપ ધરાનું લેશે,
સાતે સાગર ઉપર થઈને ઘૂમશે દેશે દેશે.

આકાશે ને નીચે એનું બિંબ અજબ કંઇ સ્હોશે,
ઊંચા પર્વત સ્તબ્ધ બનીને શોભા એની જોશે.
દશે દિશાએ ભરતખંડની ધ્વજા ફરકતી જાશે,
ગરવાં ગીતો 'જયભારત'નાં પૃથ્વી પર પડઘાશે.
વિમાન મારું જ્યાં જ્યાં જાશે ત્યાં 'જયહિંદ' ગવાશે,
પ્રેમભરી પ્રભુતા ભારતની શુભ સર્વત્ર છવાશે.
સ્વતંત્ર ભારતવર્ષતણો હું બનીશ બાલ-વિમાની
ભારતની સેવામાં મારી હો જીવન-કુર્બાની !

## પ્રશ્નો

૧. આ બાળકને વિમાની બનવાની શા માટે હોંસ છે ? તમને વિમાની બનવું ગમે ?
૨. વિમાન ક્યાં ક્યાં ઊડે છે ? એ ઊડતું હોય ત્યારે કેવું દેખાય છે ?
૩. જ્યાં જ્યાં હિંદનું વિમાન જશે ત્યાં ત્યાં શું થશે ?
૪. એક વિમાનીની આત્મકથા લખો.



પાઠ ૧૮ મો

# ચાલો, આપણે જઈએ

::.

શ્રી. જયન્ત બક્ષી

[ અગાઉના વખતમાં પ્રવાસ કરવો એ ઘણું મુશ્કેલ અને ભયભર્યું કાર્ય ગણાતું. અજાણ્યા રસ્તાઓ પર પગે ચાલતાં કે ગાડામાં બેસીને જવું, વચમાં ચોર, લૂંટારા કે જંગલી જનાવરોના ભયની સામે થવા તૈયારી રાખવી–અને એ બધું છતાં ય છેવટે દિવસ આખામાં માંડ પાંચ કે દસ ગાઉની જ મુસાફરી થતી. આ અગવડો અને મુશ્કેલીઓએ માણસને વિચારતો કરી મૂક્યો અને ધીમે ધીમે મુસાફરીને સરળ, ઝડપી અને ભયરહિત કરવાનાં સાધનો શોધાવા લાગ્યાં. એક જગાએથી બીજી જગાએ જવા માટે આજે આપણી પાસે કેટકેટલાં સાધનો છે—સાયકલ, મોટર, રેલવે, આગબોટ, વિમાન,–એકએકથી ચડિયાતાં! આ બધાં વાહનો એક પછી એક કેવી રીતે શોધાયાં અને તે કેવી રીતે વપરાતાં થયાં તેની સળંગ કથા આ પાઠમાં શ્રી. જયંત બક્ષીએ આપી છે.]

'ચાલો, આપણે ક્યાંક જઇએ,' એમ નક્કી કરીને તરત જ આપણે આજે જ્યાં જવું હોય ત્યાં જઇ શકીએ છીએ. મુંબઇ, કલકત્તા, કાશ્મીર, લંડન ચીન, કે અમેરિકા—ગમે ત્યાં. આ કેટલી આશ્ચર્યજનક વાત છે! આપણને એક પળ પણ એમ વિચાર નથી થતો કે આટલે બધે દૂર જઇશું કેવી રીતે ?

ખરેખર, આજની આ દુનિયામાં આવવાજવાની વાતમાં કોઇ પણ જાતનો વિચાર નથી કરવો પડતો. આપણને ક્યાંક જવાનું મન થાય છે, નક્કી કરીએ છીએ ને તે સ્થળે જવા ઊપડી જઇએ છીએ. કોઈ પણ જાતની અગવડ વિના સરળતાથી તે સ્થળે પહોંચી પણ જઇએ છીએ, કારણ કે આપણને મદદ કરનારા કંઇ કેટલાં ય વાહનો તૈયાર છે. ઘોડાગાડી, મોટર, સાયકલ, આગગાડી, વિમાન, આગબોટ, વગેરે.













પણ તમને કયારે ય વિચાર આવ્યો છે ખરો, કે એક વખતે કયાંક જઇને પાછા આવવું આજના જેટલું સહેલું નહોતું ? તમે સૌએ આગગાડી—રેલગાડી તો જોઈ હશે. નાની—મોટી રંગબેરંગી મોટરો તો રોજ સડક પર તમારી પાસે થઈને પોં પોં કરતી પસાર થઈ જાય છે. ઘંટડીનો ટન્ ટન્ અવાજ કરતી સાયકલો પણ દોડતી જણાય છે. આ બધાં વાહનોને પણ તમારા જેવું એક વખત બાળપણ હતું. એવાં વાહનોનાં બાળપણની આજે આપણે થોડીક વાતો કરીએ.

અગાઉના વખતમાં આવવાજવા માટે પગે ચાલવું પડતું હતું અથવા પશુઓનો ઉપયોગ કરવામાં આવતો હતો. ઘોડા, બળદ વગેરે જાનવરોને લોકો પાળતા. ઘોડા પર સવારી કરવામાં આવતી. બળદ રથ ખેંચવાનું કામ







મુસાફરીનાં સાધનોનો વિકાસ

કરતો. કેટલાક રાજાઓ હાથી પણ રાખતા ને તેના પર સવારી કરતા. પણ મોટે ભાગે ઘોડાનો જ વધારે ઉપયોગ થતો હતો, કારણ કે ઘોડો, બીજાં સવારી કરી શકાય એવાં પ્રાણીઓ કરતાં ચાલવામાં ઝડપી પ્રાણી છે. ઘોડા પર સવારી કરીને મુસાફરી કરવામાં સમયનો પણ બચાવ થતો. કદાચ તમે કહેશો કે ઘોડો તો ફક્ત જમીન ઉપર જ ચાલી શકે. રેતીના રણમાં કે નદીના પાણીમાં ઘોડાનો ઉપયોગ ન થઈ શકે. તમારી વાત સાચી છે. ત્યારે માણસ શું કરતો હશે? રણ માટે માણસે ઊંટને પોતાનું વાહન બનાવ્યું ને નદીમાં હોડીઓ મારફત લોકો આવ-જા કરવા લાગ્યા.

આ તો આપણા દેશની વાત થઇ. યુરોપની વાત આથી જુદી છે. એ દેશમાં ઘોડાગાડીઓ આગગાડી મુજબ ચાલતી હતી. આ ઘોડાગાડીને લોકો 'સ્ટેજ કોચ' નામથી ઓળખતા. આગગાડી જેમ જુદા જુદા સ્ટેશને ઊભી રહે છે તેમ ઘોડાગાડી પણ અમુક નક્કી કરેલી જગ્યાએ ઊભી રહેતી.

અગાઉના વખતમાં આજના જેવાં મુસાફરી કરવાનાં કે આવજા કરવાનાં વાહનો ન હતાં. એટલે તે વખતે કોઈ બહારગામ જતું ત્યારે ખૂબ વિચાર કરીને નીકળતું. બહારગામ જનારને ત્યારે ખૂબ મુશ્કેલીઓ ને ડરનો મુકાબલો કરવો પડતો. ગમે તેવા રસ્તે, પૂછતાંગાછતાં ને જંગલમાં થઇને પસાર થવાનું હોય, જંગલી પ્રાણીઓનો પણ સામનો કરવાનો હોય, ચોર લૂટારું કે ધાડપાડુઓ પણ ત્યાં હોય. બીજી અનેક નાની નાની અગવડોની તો વાત જ ન કરશો. ત્યારે બહાર નીકળવું એટલે જિંદગીને જોખમમાં મૂકવા જેવું કામ હતું. એટલે બહારગામ જનારા લોકો એકઠા થતા, જવાનો અમુક દિવસ નક્કી કરતા ને ઠરાવેલા દિવસે સંઘમાં

નીકળતા. આજે પણ આ રિવાજ ચાલુ છે. પણ આગળના વખત જેટલી બીક કે મુશ્કેલીઓ આજે નથી.

જરૂરિયાત કે મુશ્કેલી માણસને વિચાર કરતો કરે છે. આવવા જવાની આ અગવડોએ, આ ભયે માણસને વિચાર કરતો કર્યો. મુસાફરી સરળ ને બીક કે મુશ્કેલી વિના કેમ ખેડાય તેનો ઉપાય માણસ શોધવા લાગ્યો. જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ નવા ઉપાયો શોધાયા ને તેમાં સગવડ પ્રમાણે સુધારા વધારા પણ થતા ગયા. નવી નવી શોધખોળોએ આમ માણસને ઘણી સગવડો આપી.

ઇંગ્લાંડમાં જેમ્સ વોટ નામનો એક માણસ થઇ ગયો. ઠેઠ નાનપણમાં એણે વરાળમાં અમુક શકિત છે એમ શોધી કાઢ્યું હતું. એક દિવસ એણે એક ઢાંકેલા વાસણમાં પાણીને ઊકળતું જોયું. વાસણ પરનું ઢાંકણું અવારનવાર ઊંચુંનીચું થયા કરતું હતું. ઢાંકણાનો આ દેખાવ જોઈને એને એક વિચાર આવ્યો: જરૂર, વરાળમાં કોઈ એવી શકિત છે કે જે આ ઢાંકણાને વારંવાર હડસેલે છે ને પાડી નાખે છે. વરાળની આ શકિતને વધારે પ્રમાણમાં એકઠી કરીને વ્યવસ્થિત રીતે આનો ઉપયોગ કરવામાં આવે તો મોટાંમોટાં કામો પણ થઇ શકે. જેમ્સભાઈ તો ભણીગણીને મોટા થયા. પછી તો વરાળની પેલી શકિતને કામે લગાડવા મંડી પડ્યા. કંઈ કેટલાય અખતરા કર્યા ને થોડાંક યંત્રો પણ બનાવ્યાં.

આ પછી સ્ટીવન્સન નામના માણસે એક નવી શોધ કરી. એણે વરાળની પેલી શક્તિનો ઉપયોગ કરી પૈડાંને ફરતાં કર્યાં. એક ચોકક્સ જગ્યાએથી વરાળ નીકળે એવું એક યંત્ર એણે બનાવ્યું. ત્યાંથી વરાળ એકધારી નીકળીને પોતાનો રસ્તો ચોખ્ખો કરતી. એ અંગ્રેજીમાં 'પિસ્ટન' તરીકે ઓળખાય છે. આ 'પિસ્ટન'ના

પાછા હઠવાથી પૈડાં ગોળ ચક્કર ફરતાં હતાં. વારંવાર પૂરતા પ્રમાણમાં વરાળ નીકળતી ને પૈડાં ફર્યા કરતાં. આમ આ યંત્ર ચાલતું. ત્યારે કોને ખબર હતી કે ભવિષ્યમાં આ જ શકિત લોકોની એક મોટી અગવડ દૂર કરશે ?

એ જ રીતે સ્ટીવન્સને વરાળથી ચાલતું પહેલવહેલું એન્જિન બનાવ્યું. આ એન્જિન વિચિત્ર આકારનું હતું ને ધીમે ધીમે ચાલતું હતું. શરૂઆતમાં ઘોડાગાડીની જેમ સડક પર એન્જિન ચાલતું. એન્જિનની આગળ એક ઘોડેસવાર પણ ચાલતો ને રસ્તો ચોખ્ખો કરતો. એન્જિનને ચાલવા માટે ત્યારે આજના જેવા પાટાઓ ન હતા. પણ આવું સરસ વાહન ધીમે ધીમે ચાલે એ કેમ ગમે ? આ એન્જિનને વધારે ઝડપથી ચલાવવાને માટે કોઇએ પાટા નાખવાની સૂચના કરી. અખતરો કરી જોયો ને સફળતા મળી. ને પછી તો ભખભખ કરતું, કાળા ધુમાડા કાઢતું ને સિસોટી વગાડતું એન્જિન પાટા પર સડસડાટ દોડવા લાગ્યું. અકસ્માતનો ભય પણ હવે તો ન રહ્યો. રસ્તો ચોખ્ખો કરવા માટે આગળ આગળ જનારા ઘોડેસવારની પણ જરૂર ન રહી. શરૂઆતમાં આગગાડીની ઝડપ કલાકના દશ માઈલથી વધારે ન હતી. ધીરેધીરે એના આકારમાં ફેરફાર થતો ગયો, ઝડપ પણ વધતી ગઈ. છેલ્લે કલાકના સાઠ માઈલની ઝડપે દોડતી આજની આગગાડી બની. આજે પણ એમાં સુધારા વધારા કરવાના અખતરા ચાલુ છે. તેવી જ રીતે સમુદ્રમાર્ગે મુસાફરી કરવા માટે આગબોટની શોધ થઈ છે.

પણ આ આગગાડી–રેલગાડી તો અમુક સ્થળોએ જ જઈ શકે છે. ખૂબ દૂર જવા માટે એ બહુ ઉપયોગી છે. પણ અહીંતહીં શહેરમાં ફરવા માટે પણ કોઈ વાહન જોઈએ ને ?

શહેરમાં ફરવાને માટે મોટે ભાગે લોકો ઘોડાગાડીનો ઉપયોગ કરે છે. સ્ટેશનેથી ઘેર જવા માટે ઘોડાગાડી, ટાંગા વગેરેનો ઉપયોગ થાય છે. પણ તે છતાંય થોડેક દૂર જવા માટે ઝડપથી લઇ જનાર એક વાહનની જરૂરિયાત રહી. એ ખોટ પેટ્રોલની શોધ થતાં પૂરી થઈ. મોટરની શોધખોળે તો માણસના જીવનને જ ફેરવી નાખ્યું. આવવાજવાની કેટકેટલી મુશ્કેલીઓ મટી ગઈ!

એવી જ રીતે સાયકલ પણ કામની છે. પહેલાં સાયકલ ત્રણ પૈડાંની હતી. એ વખતે સાયકલનાં ત્રણ પૈડાં ટાયરવાળાં પણ નહોતાં. એમાં ટ્યુબ પણ નહોતી. નક્કર ટાયરો વાપરવામાં આવતાં. ટ્યુબમાં હવા ભરીને ઉપર પાતળાં ટાયર રાખવાની પદ્ધતિ તો હમણાં હમણાં અમલમાં આવી છે.

અને હવામાં મુસાફરી કરનારાઓની વાત તો રહી જ ગઈ. પંખીઓની જેમ આકાશમાં ઊંચે ઊંચે ઊડવાનું કોને નથી ગમતું? માણસે પોતાની આ ઇચ્છા પણ પૂરી કરી. પહેલવહેલાં બલૂનમાં હલકો ગેસ ભરીને ઊડવાની શરૂઆત થઈ હતી. પણ આ બલૂન માણસની મરજી મુજબ નહોતાં ઊડતાં. જે દિશામાં હવા વાતી તે દિશામાં બલૂન ઊડતું. ધીરેધીરે પેટ્રોલની મદદથી ઊડનારાં આજકાલનાં એરોપ્લેન બન્યાં.

એરોપ્લેન, વિમાન, વાયુયાન કે હવાઈજહાજ ગમે તે કહો—અહીં થોડુંક એને વિષે જાણીએ. વિમાનનું ખોખું હલકી ધાતુઓનું બનેલું હોય છે. એની આગળ એક મોટો પંખો ફરવાથી હવા પાછળ ફેંકાય છે. આ હવા વિમાનની પાંખના કિનારા આગળ અટકી જાય છે. અને એ જ હવાની શક્તિ વડે વિમાન ઊંચે ઊડે છે. પંખાને કારણે વિમાન હવામાં સરળતાથી ઊડી શકે છે. વિમાનની વચ્ચે તથા એની પૂંછડીમાં માણસોને બેસવા માટે પોલી જગા હોય છે.

આ છે આજના જમાનાનાં મુખ્ય વાહનોની આછીપાતળી કથા. આજે આ વાહનોને જોઇને આપણને આશ્ચર્ય થાય છે! એ કેવી રીતે બન્યાં હશે? કોણે એ વાહનોને બનાવ્યાં હશે? માણસે. કારણ કે માણસમાં ખૂબ શકિત છે. માણસ જે કામ એકવાર હાથમાં લે છે તે પૂરું કર્યા વિના છોડતો નથી.

### પ્રશ્નો

૧. સૌથી જૂના વખતમાં માણસ કેવી રીતે મુસાફરી કરતો?
૨. એ મુસાફરીમાં શી મુશ્કેલીઓ હતી?
૩. પ્રવાસનાં નવાં નવાં સાધનો શોધવાની જરૂર શા માટે લાગી?
૪. વરાળયંત્રની અને રેલવેની શોધ કોણે કરી?
૫. તમને શામાં મુસાફરી કરવી ગમે—મોટરમાં, ગાડીમાં કે વિમાનમાં?
૬. તમે સાયકલ ઉપર કરેલી લાંબી મુસાફરીનું વર્ણન કરો.



પાઠ ૧૯ મો

## પ્રેસિડન્ટ ગ્રાન્ટ

શ્રી. કનૈયાલાલ મુનશી

[શ્રી. કનૈયાલાલ મુનશી ગુજરાતના મહાન સાહિત્યકાર છે. 'ગુજરાતનો નાથ' તેમની શ્રેષ્ઠ નવલકથા છે. ગુજરાતી સાહિત્યમાં જેમ તેઓએ અગ્રભાગ લીધો છે, તેમ હિંદના રાજકારણમાં પણ તેમનો ફાળો મહત્ત્વનો છે. તેઓ મહાસભાવાદી છે. એક નાની વાત પણ તેમણે કેવી સરસ રીતે લખી છે તે તમે આ પાઠમાં જોઈ શકશો. મોટા માણસ પણ મા આગળ તો નાના જ છે. માતા દેવી કહેવાય. માટે જ તેનો તમાચો ખાઈ પ્રેસિડન્ટ ગ્રાન્ટ શાંત રહ્યા.]

ગ્રાન્ટ અમેરિકાનો પ્રેસિડન્ટ હતો. તે દુનિયાના એક મોટા દેશના રાજા જેવો હતો. કરોડો માણસો તેની ભકિત કરતાં. તેના

બોલ ઉપર આખી દુનિયાની શાંતિનો આધાર હતો. તેના હુકમથી મોટાં લશ્કરો પણ બીતાં.

રવિવારે સવારે કુટુંબનાં નાનાંમોટાં માણસોને ભેગાં કરી તે ઈશ્વરની પ્રાર્થના કરતો. તેની એંશી વર્ષની માથી માંડીને તેના ત્રણ વર્ષના છોકરા સુધી બધાં આ વખતે હાજર રહેતાં ને ગ્રાન્ટ પોતે ધર્મ–પુસ્તક વાંચતો.

એક રવિવારે ગ્રાન્ટ પ્રાર્થના કરતો હતો ને આખું કુટુંબ છાનુંમાનું બેસી પ્રાર્થના સાંભળતું હતું. તેને ત્યાં આવેલા પરોણાઓ અને પ્રધાનો પણ ત્યાં હાજર હતા. એટલામાં ગ્રાન્ટના ત્રણ વર્ષના છોકરાને વાત કરવાનું મન થઈ આવ્યું. તેણે પ્રાર્થનાની શાંતિનો ભંગ કર્યો અને બોલવા માંડયું.

ગ્રાન્ટની પ્રાર્થના અધવચ રહી. તેણે ગુસ્સામાં છોકરા તરફ જોયું. છોકરાએ તેની દરકાર કરી નહિ ને બોલ્યા જ કર્યું. ગ્રાન્ટે ગુસ્સામાં ઊઠી તેને એક તમાચો માર્યો.

ગ્રાન્ટની મા એંશી વર્ષની હતી, તે પાસે જ બેઠી હતી. તેણે થરથર થઈને તરત ઊઠીને ગ્રાન્ટની પાસે આવીને કાંઈ પણ બોલ્યા વિના તેને એક તમાચો ખેંચી કાઢયો. ત્યાં બધા બેઠા હતા તેમાં હાહાકાર થઈ રહ્યો.

ડોસીએ લથડતી જીભે કહ્યું, "તું તારા છોકરાને મારે છે, તો હું મારા છોકરાને મારું છું."

પળવાર ગ્રાન્ટનો ગુસ્સો હાથ રહ્યો નહિ; તેની આંખ લાલચોળ થઈ. બધાની આગળ થયેલું અપમાન તે સહી શક્યો નહિ; પણ પછી તરત જ તેણે પોતાની પવિત્ર માતા તરફ જોયું.

આ માતાએ તેને જન્મ આપ્યો હતો; કેટલાં ય દુઃખ વેઠી આ માએ તેને ઉછેર્યો હતો; ને કેટલા ય સારા વિચારો તેણે તેને

શીખવ્યા હતા. આ માતા તરફ મિજાજથી જોવાય કેમ? તેનો ગુસ્સો ઊતરી ગયો. તેણે મા તરફ માનથી ને હેતથી જોયું.

અમેરિકાના જબરામાં જબરા માણસને પણ પોતાની મા પોતાના કરતાં જબરી લાગી.

તેણે મૂંગે મોઢે પ્રાર્થના વાંચવી શરૂ કરી.

### પ્રશ્નો

૧. પ્રેસિડન્ટ ગ્રાન્ટનો નિત્યનો કાર્યક્રમ શો હતો?
૨. ગ્રાન્ટને તેની માએ તમાચો કેમ લગાવ્યો?
૩. આ શિક્ષા પછી ગ્રાન્ટે શું કર્યું?
૪. બાળકો ઉપર માતાના ઉપકાર ગણાવો.
૫. હાલ અમેરિકાનો પ્રમુખ કોણ છે?



પાઠ ૨૦ મો

## નાગદમન

નરસિંહ મહેતા

[ નરસિંહ મહેતા આપણી ભાષાના પહેલા કવિ ગણાય છે. તેઓ શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. દૃઢ ભક્તિ વડે તેમણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો. તેમણે શ્રીકૃષ્ણલીલાનાં અનેક પદો રચ્યાં છે.

'કાલિ' નામે એક મહાન ઝેરી નાગ યમુનાના જળમાં રહેતો અને આખા પ્રવાહને ઝેરી બનાવતો. તેથી અનેક નિર્દોષ ગાયો, ભેંસો, બકરાં, પંખીઓ એ જળ પીતાં જ મૃત્યુ પામતાં. એ નાગને વશ કરી શ્રી કૃષ્ણે તેને કેવી રીતે નસાડી મૂકયો તેનું સુંદર વર્ણન આ પ્રભાતિયામાં છે.]

જલકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે—જલ૦—ટેક૦

કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો ?
નિશ્ચય તારો કાળ જ ખૂટયો, અહીંયાં તે શીદ આવિયો ?–જલ૦

નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો,
મથુરા નગરીમાં જૂગટું રમતાં નાગનું શીશ હું હારિયો.–જલ૦

રંગે રૂડો રૂપે પૂરો દીસંતો કોડીલો કોડામણો,
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો ? –જલ૦

મારી માતાએ બેઉ જન્મ્યા, તેમાં હું નટવર ન્હાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો.–જલ૦

લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો.–જલ૦

શું કરું નાગણ હાર તારો ? શું કરું તારો દોરિયો ?
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો ?–જલ૦

ચરણ ચાંપી, મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઊઠોને બળવંત, કોઈ બારણે બાળક આવિયો.–જલ૦

બેઉ બળિયા સાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણા ફૂંફવે, જેમ ગગન ગાજે હાથિયો.–જલ૦

નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે,
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે.–જલ૦

બેઉ કર જોડીને વીનવે, સ્વામી મૂકો અમારા કંથને
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને.–જલ૦

થાળ ભરી શગ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈયાના નાથ પાસેથી નાગણે નાગ છોડાવિયો.–જલ૦

## પ્રશ્નો

૧. નાગણ અને કૃષ્ણ વચ્ચેનો સંવાદ તમારા શબ્દોમાં લખો.
૨. નાગણે કૃષ્ણને શી લાલચ આપી ?
૩. ‘ કાલિયામર્દન ’ નો પ્રસંગ તમારી ભાષામાં વર્ણવો.
૪. સમજાવો :—
મથુરા નગરીમાં જગટું રમતાં, નાગનું શીશ હું હારિયો.
૫. નીચેના શબ્દોની જોડણી સુધારો :—
જુગટું, શિશ, રુપ, ઊઠો, વીલાપ.



પાઠ ૨૧ મો

## દશરથનો અંતકાળ

શ્રી. ચંદ્રશંકર શુક્લ

[‘હરિજનબંધુ’ નામનું અઠવાડિક નીકળે છે તે તો તમે જાણતા હશો. શ્રી. ચંદ્રશંકર શુક્લ તેના એક વખતના તંત્રી હતા. તેમણે ‘સીતાહરણ’ નામનું રામાયણના પ્રસંગ વર્ણવતું પુસ્તક લખ્યું છે. તેમાંથી આ પ્રસંગ લીધો છે. દશરથ રાજાને મરતી વખતે શ્રવણનું મૃત્યુ સાંભરી આવે છે. શ્રવણનાં માતાપિતાએ તેનું ભવિષ્ય ભાખેલું: ‘તારે પણ અમારી પેઠે પુત્રવિયોગથી ઝૂરી ઝૂરીને મરવું પડશે.’ તે પ્રમાણે દશરથ મરવા પડયા છે. મરતી વખતે પોતે જ શ્રવણના વધની વાત કરે છે. આખી વાત કરુણ છે. કોઇપણ માણસને શ્રવણનાં માતાપિતાની કે દશરથની દયા આવ્યા વિના ન રહે. ]

“ એક વખત ભરજુવાનીમાં હું મૃગયા કરવા નીકળી પડ્યો. દોડતે ઘોડે શિકારની શોધમાં ફરતાં એક સરોવર આગળ આવ્યો. ત્યાં પાણીમાં અવાજ થતો સાંભળ્યો. કોઇ હરણ કે બીજું જનાવર પાણી પીવા આવ્યું હશે એમ ધારીને મેં ખરાબર ચોટ લગાવી. તરત જ સરોવરમાંથી મનુષ્યની કારમી ચીસ સંભળાઈ. હું ગાભરો બનીને દોડયો; અને જઇને જોઉં છું તો એક ઋષિ-



બોલતાં બોલતાં શ્રવણની જીભ અટકવા લાગી.

કુમાર બાણથી વીંધાઈને પડ્યો છે: પાસે પાણીથી ભરેલો લોટો છે અને ઘામાંથી લોહીની ધાર ધડધડ વહ્યા કરે છે. હું તરત તેની પાસે દોડી ગયો અને હાથ જોડી તેની ક્ષમા માગવા લાગ્યો. તેણે કહ્યું, 'હશે, મારું નસીબ! પણ તમે આ પાણી લઈ જાઓ અને અહીંયાં પાસે આ મારાં અંધ માતાપિતા છે તેમને આપો. અરે! એ બિચારાંની જીવનદોરી તૂટી જાય છે. હવે તે શું કરશે?'

"બોલતાં બોલતાં કુમાર શ્રવણની જીભ અટકવા લાગી. મેં તેને ધીરજ આપી અને એનાં માતાપિતાને મારે ત્યાં લઈ જઈ પુત્રની પેઠે તેમની સેવા કરીશ એવું વચન આપ્યું. તેણે મને પાણી લઈ જવા સાન કરી, પણ હું ન ખસ્યો. મારા મનની મૂંઝવણ તે ચતુર કુમાર કળી ગયો હતો. તેણે શરીરમાં રહ્યું હતું એ બધું જોર એકઠું કરીને બોલવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું, 'રાજા, તને બ્રહ્મહત્યાનો ભય છે, પણ તું નિર્ભય રહેજે. હું દ્વિજ નથી, પણ વૈશ્ય બાપથી શૂદ્ર માને પેટે જન્મેલો છું.' આટલું કહેતાંમાં તો તે બાળકના પ્રાણ નીકળી ગયા. હું ડરતો ડરતો પાણી લઈને તે અંધ સ્ત્રીપુરુષ પાસે ગયો અને પાણી આપ્યું.

"મારો પગરવ સાંભળતાંની સાથે જ પિતા બોલી ઊઠ્યો, 'બેટા, કેમ આટલું મોડું થયું? પાણી લાવને, બેટા. તેં આટલી વાર પાણીમાં રમ્યા કીધું તે તારી માતા અધીરી થઈ રહી છે. મારાથી કે તારી માતાથી તારો કંઈ વાંક થયો હોય તો તારે મનમાં ન લાવવો જોઈએ. તું તો અમ પાંગળાંના પગ છે, અમ આંધળાંની આંખ છે. તને લઈને તો અમારા પ્રાણ ટકી રહ્યા છે. પણ તું કેમ બોલતો નથી? વત્સ, તને આજે શું થયું છે?'

"આનો હું શો જવાબ આપું? મને થયું, ધરતી માર્ગ આપે તો સમાઈ જાઉં. મારી જીભ ઊપડતી નહોતી. મહાકષ્ટે મેં બોલવાનું બળ ભેગું કર્યું અને શ્રવણવધની વાત કરી. મેં કહ્યું, 'મહારાજ, મેં અજાણે મૃગની ભ્રાંતે આ કર્મ કર્યું. આપ મને ક્ષમા કરો ને આ જળ હવે પીઓ. હું આપનો પુત્ર, આપની શ્રવણ જેવી સેવા કરીશ. મારા પર અનુગ્રહ કરો.'

"મારાં વચન સાંભળતાં તો માતાપિતા તરત જ વન ગજાવી નાખે એવું આક્રન્દ કરવા લાગ્યાં. પુરુષે કહ્યું, 'અમને શ્રવણના

શબ પાસે લઈ જા. અમે પણ શ્રવણની સાથે પરલોકમાં જઈશું. તેના વિના અમે ક્ષણ પણ નહિ જીવી શકીએ.' હું તેમને શ્રવણના શબ પાસે દોરી ગયો. તેમનો વિલાપ ચાલુ જ હતો. મેં આસપાસથી લાકડાં ભેગાં કરી ચિતા તૈયાર કરી અને શબ આગળ આવ્યો. તે વૃદ્ધ મને શાપ આપશે એ ભયથી હું ધ્રૂજતો હતો. તેણે કહ્યું, 'રાજા, હવે અમારા જીવ જાય છે, તને શાપ આપીને પ્રભુનો ગુનેગાર નહિ થાઉં. પણ મરવા બેઠેલો માણસ ભવિષ્ય જોઈ શકે છે. મને તારું ભવિષ્ય જણાય છે, કે તારે પણ અમારી પેઠે પુત્રવિયોગથી ઝૂરીઝૂરીને મરવું પડશે.' હું ભવિષ્યવાણી સાંભળીને થરથર્યો. માતપિતાએ તરત જ પ્રાણ તજ્યા. મેં એક જ ચિતા પર પિતા, માતા અને પુત્રનો અગ્નિદાહ કર્યો અને હું ઘેર આવ્યો. અરે ! એ વૃદ્ધની વાણી ખરી પડવા બેઠી છે."

રાજાના હૃદયમાં હવે બેસુમાર મૂંઝવણ થવા લાગી. તેણે પથારીમાં પછાડા નાખવા માંડ્યા. પાસે કૌસલ્યા અને સુમિત્રા બેઠાં હતાં. રાજાએ વેવલાં વીણવા માંડ્યાં. રાજમાતાને કહ્યું, "હવે પુત્રવિયોગે પ્રાણ જાય છે. તને પણ હું જોઈ શકતો નથી. મારા આ બળી રહેલા શરીરને તું તારા શીતળ હાથ તો લગાડ. જો રામ આવીને મને મળે તો હું જરૂર જીવી શકું. અરેરે ! મેં રામને આ શું કર્યું ? દેવી ! આ આંખોનું તેજ ઊડી ગયું છે. સ્મૃતિ જતી રહી છે. આ યમકિંકરો સામા ઊભા છે. અરેરે ! રામને જોયા વિના જ હું જઈશ ? આ જીવનનો દીપ હવે હોલવાઈ જાય છે. હે રાઘવ, ઓ મહાબાહુ, મારા પ્રાણના આરામ, હા દીકરા, તું ગયો ? આ હું પણ જાઉં. કૌસલ્યા, સુમિત્રા ! તમને હું નથી દેખતો. હા, વેરણ કૈકયી ! ઓ રામ, ઓ લક્ષ્મણ, ઓ સીતા !" આ શબ્દો સાથે રાજાના પ્રાણ નીકળી ગયા. મધરાતનો સમય

થયો હતો. રાજમહેલમાં પણ રાજાના જીવનનો દીવો બુઝાઈ ગયો. અંધારું થઈ ગયું.

### પ્રશ્નો

૧. બાણ મારનાર પુરુષ કોણ હતો? તેણે શા માટે બાણ ફેંક્યું?
૨. શ્રવણ અંધ માતાપિતાને લઈને ક્યાં જતો હતો?
૩. શ્રવણના વધના સમાચાર સાંભળી તેનાં માતાપિતાએ શો નિશ્ચય કર્યો? શા માટે?
૪. દશરથે શ્રવણને તેમજ તેનાં માતાપિતાને શું આશ્વાસન આપ્યું?
૫. શ્રવણના પિતાએ દશરથ રાજાનું જે ભવિષ્ય ભાખ્યું તે પાછળથી કેવી રીતે ખરું પડ્યું?
૬. દશરથને રામનો કેવી રીતે વિયોગ થયો? તે કૈકયીને 'વેરણ' શા માટે કહે છે?
૭. આ પાઠ કયા પ્રકારના પ્રેમનું ભાન કરાવે છે?



પાઠ ૨૨ મો

::

# શ્રીનગર

::

શ્રી. કાકા કાલેલકર

[ કાકા કાલેલકરની વાર્તા તમે વાંચી છે. તેમણે હિંદના ઘણા પ્રદેશોનો પ્રવાસ કરેલો છે. અહીં તેમણે 'હિંદના નંદનવન' સમા કાશ્મીરના મુખ્ય શહેર શ્રીનગર અને તેના લોકોનું વર્ણન કર્યું છે. કાશ્મીર તો સ્વર્ગીય પ્રદેશ છે. ઘણા ય લેખકો અને કવિઓ કાશ્મીરના સૌંદર્ય પાછળ ગાંડા થયા છે. કાશ્મીરનો પ્રવાસ કરવો એ તો જીવનનું એક લહાણું છે.]

ઈટલીનું વેનિસ શહેર કાંઈ મેં જોયું નથી. કયી રીતે કહું કે કાશ્મીરમાં આવેલું શ્રીનગર એ હિંદુસ્તાનનું વેનિસ છે? શ્રીનગરમાં



શ્રીનગરમાં પાણીનો રસ્તો

રસ્તાઓ પાણીના છે. જેમ બીજા શહેરમાં ગાડીમાં એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં જવાય છે, તેમ ત્યાં હોડીમાં બેસીને જવાય છે. આપણે અહીં બે ચાર ગાડીઓ સામટી રસ્તા ઉપર જતી હોય તો કેટલો અવાજ થાય છે! જાણે મગજ પીંજાતું હોય! શ્રીનગરમાં એવું કાંઈ ન મળે. લાંબી લાંબી અને સાંકડી હોડીઓ કશો અવાજ કર્યા વિના તીરની પેઠે ચાલી જાય છે. નદીનાં પાણી પણ કેવાં ધીમાં! હોડીને ઉપરથી નીચે જતાં જેટલી વાર લાગે છે લગભગ તેટલી જ વાર નીચેથી ઉપર જતાં થાય. નદી વહે છે સર્પાકારમાં. તેની બંને બાજુએ લાંબી લાંબી નહેરો ખોદેલી છે. નદી અને નહેરોને બંને કાંઠે મકાનો ઊભાં છે. તેથી જળમય રસ્તાની સગવડ મળી છે.

શ્રીનગર એ કાશ્મીરની રાજધાની છે. હિમાલયના ઉત્તુંગ પહાડોની વચ્ચે પક્ષીના માળા જેવો ત્રીસ ચાળીસ માઇલનો પ્રદેશ છે. તેમાં આ શહેર આવેલું છે. ઉપર કહી ગયા તેમ વિતસ્તા નદી (હાલ તેને જેલમ કહે છે) છે બહુ સૌમ્ય અને ધીમી; પણ જ્યારે

વરસાદથી અથવા પહાડ ઉપરનો બરફ ઓગળવાથી રેલ આવે છે ત્યારે તો શ્રીનગરનાં ઘરોમાં પણ પાણી ભરાઈ જાય છે. અનેકવાર ઘરો પડી પણ જાય છે. નદી ઉપર સાત પુલ બાંધેલા છે. ત્યાં તેમને 'કદલ' કહે છે.

શ્રીનગર જવાના બે મુખ્ય રસ્તા છે. એક રાવલપિંડી થઈને અને બીજો જમ્મુ થઈને. રાવલપિંડીનો રસ્તો જેલમ નદીને કાંઠે કાંઠે જાય છે. આ રસ્તે ટાંગા અને મોટર જઈ શકે છે; જમ્મુનો રસ્તો પહાડી હોઈ પગરસ્તો છે. ઘોડા એ રસ્તે જઈ શકે છે; આપણા ઘોડા નહિ પણ કાશ્મીર તરફનાં ટટ્ટુ. રાવલપિંડીનો રસ્તો અનેક ઠેકાણે ટેકરીઓ તોડીને તૈયાર કરેલો હોવાથી ચોમાસામાં જોખમભરેલો થાય છે. ટેકરીઓ મોટા ગોળ પથરાઓ અને માટીની બનેલી છે. વરસાદ પડે એટલે માટી પોચી થઇ જાય છે અને ઉપરથી ગબડતા મોટા પથરાઓ રસ્તા પર આવીને પડે છે. ગાફેલ મુસાફર અથવા ગાડીને ઉપરથી પડતા પથરાના વરસાદ નીચે દટાઇ જવાનો ઘણો ભય છે.

શ્રીનગરની આસપાસ શાલીમાર બાગ, નિશાત બાગ વગેરે અત્યંત રમણીય બગીચાઓ છે. તેમની અંદર ઊડતા ફુવારા, આસપાસનાં ઝાડો અને નાક તથા ગાલ ઉપર બટકાં ભરતો ઠંડો પવન, એ બધાંનો આનંદ એવો તો ઉન્માદકારી હોય છે કે એ સ્થાન છોડીને જવાનું મન જ થતું નથી. પણ શ્રીનગરની મુખ્ય શોભા તો ત્યાંનો ચિનાર બાગ. ચિનાર એ વૃક્ષોનો રાજા છે. વડના જેવું એનું મોટું થડ હોય છે. તેનો વિસ્તાર વડ અને પીપળા કરતાં મોટો હોય છે અને પાંદડાં એરંડીનાં પાંદડાં જેવાં મોટાં અને કરકરિયાવાળાં હોય છે. પણ પાંદડાંનો રંગ એરંડીના જેવો ફીકો નહિ પણ ઘેરો લીલો હોય છે. એક ઝાડ એક તંબૂ કે ધર્મશાળાનું કામ સારે.

શ્રીનગરની આસપાસનાં ખેતરોમાં ઠેકઠેકાણે ઊંટની ડોક જેવા લાંબા લાંબા વાંસ દેખાય છે. આના વતી ત્યાંના છીછરા કૂવાનું પાણી ખેતરોને પવાય છે. ગુજરાતમાં પણ કેટલેક ઠેકાણે આ રચના દેખાય છે.

કાશ્મીરની હવા બહુ જ ઠંડી હોય છે, એ કહેવાની જરૂર નથી. આની સામે ત્યાંના લોકોએ બહુ રમૂજી ઇલાજો યોજ્યા છે. તેઓ પટ્ટુના લાંબા ડગલા પહેરે છે, એટલું જ નહિ પણ ડગલાની બાંય હાથની આંગળીઓ કરતાં પણ વેંત લાંબી રાખે છે. નિશાળે જતો છોકરો એકબે ચોપડી હાથમાં લે તો પણ તે બાંયની અંદર ઢંકાઇ જાય. છોકરાને કાંઇ ખાવું હોય તો પણ બનતાં સુધી બાંયમાંથી હાથ બહાર કાઢતો નથી. ખાવાની વસ્તુ બાંયના કપડા વતી પકડીને જ પતાવી દે છે. મુસાફરો એક નેતરની ટોપલીમાં નાનકડી સગડી રાખી તે ગળામાં બાંધી લે છે અને તેના ઉપર હાથ શેકે છે.

### પ્રશ્નો

૧. શ્રીનગરની સરખામણી વેનિસ સાથે શા માટે થાય છે?
૨. શ્રીનગર પાસે કયી નદી વહે છે?
૩. શ્રીનગર જવાના કયા રસ્તા છે?
૪. શ્રીનગરના સુંદર બાગોનાં નામ આપો.
૫. ઠંડીમાંથી બચવા ત્યાંના નગરજનોએ શા રમૂજી ઉપાય યોજ્યા છે?
૬. હિંદના બીજા સુંદર પ્રદેશોનાં નામ આપો, અને જે જોયા હોય તેમાંના એકનું ટૂંક વર્ણન કરો.
૭. નીચેના શબ્દો ઉપરથી વિશેષણ બનાવો :—સાંકડ, પહાડ, ઉન્માદ, રમૂજ.



પાઠ ૨૩ મો

# ગ્રામમાતા

કલાપી

[ હાલના જમાનામાં કોઇ પણ દેશનો રાજા કવિ થયો હોય તે આપણી જાણમાં નથી. આ કવિતાના લેખક સ્વ. કલાપી કાઠિયાવાડમાં આવેલ લાઠી નામના દેશી રાજ્યના રાજા હતા. તેમનું ખરું નામ સુરસિંહજી ગોહિલ હતું. 'કલાપીનો કેકારવ' નામનું તેમનું કાવ્યનું પુસ્તક હજુ પણ લોકપ્રિય છે. અહીં છાપેલું કાવ્ય મોટું છે. અહીં તો તેનો છેલ્લો ભાગ જ ઉતાર્યો છે. એક રાજા ફરતો ફરતો કોઈ ખેતરમાં જઈ ચડે છે. તેને કોઈ ઓળખતું નથી. ખેડૂતણ તેને શેરડીના રસનો પ્યાલો પીવા આપે છે. રાજા હોંશથી પી જાય છે. તેને બીજો પ્યાલો પીવાની મરજી થાય છે. તે જ વખતે રાજા આ ખેડૂતોને સુખી અને ધનવાન માની તેમના પર વધારે કર નાખવાનો દુષ્ટ વિચાર કરે છે. પછી શું થાય છે તે તમે જ વાંચો. ]

" બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા, "
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.
કાપી કાપી ફરી ફરી અરે ! કાતળી શેલડીની,
એકે બિંદુ પણ રસ તણું કેમ હાવાં પડે ના ?
" શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી
બોલી માતા, વળી ફરી છૂરી ભોંકતી શેલડીમાં.
" રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
" નહિ તો ના બને આવું, " બોલી માતા ફરી રડી.
એવું યુવાન સુણતાં ચમકી ગયો ને
માતા તણે પગ પડી ઊઠીને કહે છે—

"એ હું જ છું નૃપ, મને કર માફ બાઈ!
"એ હું જ છું નૃપ, મને કર માફ ઇશ!
"પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ, અરે! ત્યારે જ ધાર્યું હતું,
"આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
"છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારું હવે,
"શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ?
"રસે હવે દે ભરી પાત્ર, બાઈ,
"પ્રભુકૃપાએ નકી એ ભરાશે;
"સુખી રહે, બાઈ! સુખી રહો સૌ,
"તમારી તો આશિષ માત્ર માગું!"
પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
વ્હોળો વહે રસ અહો! છલકાવી પ્યાલું.

## પ્રશ્નો

૧. રાજા તૃષા છિપાવવાને શું માગે છે?
૨. શેલડીના રસથી બીજો પ્યાલો કેમ ન ભરાયો?
૩. ખેડૂતણ પ્યાલો ન ભરાવાનું શું કારણ આપે છે?
૪. ખેડૂતણે આપેલા કારણની રાજાના મન પર શી અસર થઈ?
૫. રાજાના મનમાં શો પશ્ચાત્તાપ થયો? એ પશ્ચાત્તાપનું પરિણામ શું આવ્યું?



પાઠ ૨૪ મો

# ગાંધીજીના જીવન-પ્રસંગો

શ્રી. જુગતરામ દવે

[ આ પાઠના લેખક ગુજરાતના જાણીતા કાર્યકર્તા છે અને બાળકોના પ્રિય લેખક છે. તેમણે લખેલ 'ગાંધીજી' નામના પુસ્તકમાંથી ગાંધીજીના જીવનના ચાર અગત્યના પ્રસંગો અહીં લીધા છે. આ પુસ્તક તમે જરૂર વાંચી જજો. ]



પૂ. ગાંધીજી

## ૧

## ત્રણ પ્રતિજ્ઞાઓ

મોહનદાસ મોટા થયા.

માવજી દવે કહે, " મોહનદાસને વિલાયત મોકલી બારિસ્ટર કરો, તો તે બાપની ગાદી સાચવે એવો થાય. "

વિલાયત જવું સહેલ નહોતું. પિતાજી દીવાનપદું કરી ગયેલા, પણ પૈસા મૂકી ગયા નહોતા. રાજ્યમાંથી મદદ મેળવવાનો પ્રયત્ન કરી જોયો, પણ તેમાં નાસીપાસ થયા. છતાં મોટા ભાઈ ઉદાર હતા. તેમણે ગમે તેમ કરી રૂપિયા પૂરા પાડવાનું બીડું ઝડપ્યું.

પણ વિલાયત જવામાં એક બીજું વિઘ્ન હતું. દરિયાપાર જાય તો પછી ધર્મનું શું? અને ન્યાતને શો જવાબ આપવો?

માતા પૂતળીબાઈ બોલ્યાં, "ના ના, ત્યાં જાય તે વટલાઈ જાય, દારૂ પીએ, માંસ ખાય, અને અનીતિ કરે. આપણાથી વિલાયત ન જવાય."

"પણ એને પ્રતિજ્ઞા લેવડાવીએ તો? પછી વાંધો છે?" એક ઓળખીતા સાધુએ માર્ગ કાઢ્યો.

માજી કહે, "ના, તો તો વાંધો નહીં."

સાધુ મોહનદાસ પ્રત્યે બોલ્યાઃ "માજી પાસે ત્રણ પ્રતિજ્ઞાઓ લો તો રજા મળે."

"કેવી પ્રતિજ્ઞાઓ?"

"પહેલી પ્રતિજ્ઞા કે દારૂ પીવો નહીં, બીજી પ્રતિજ્ઞા કે માંસ ખાવું નહીં, ત્રીજી પ્રતિજ્ઞા કે પરસ્ત્રીને માબહેન ગણવી. બોલો, આ ત્રણ પ્રતિજ્ઞાઓ લેશો?"

"હા જી, ઘણી ખુશીથી."

"લો, ત્યારે."

"મા, તમારા ચરણમાં પડી પ્રતિજ્ઞા લઉં છું કે—

"હું દારૂ પીશ નહીં, માંસ ખાઈશ નહીં, પરસ્ત્રીને માબહેન ગણીશ."

ગાંધીજીના જીવનમાં પ્રતિજ્ઞા અથવા વ્રતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પ્રતિજ્ઞા એ માણસનો ખીલડો છે અને તે જ તેને નબળાઇઓને વખતે ઉગારી લે છે એમ ગાંધીજીને શ્રદ્ધા હતી. આવી શ્રદ્ધા તેમને છેક નાનપણથી હતી.

: ૨ :

કચ્છી

ચંપારણમાંથી ગુલામી નાશ કરવા ગાંધીજી ત્યાંનાં ગામડાંઓમાં રહેતા અને સેવા કરતા.

એક ગામમાં ગયા ત્યાં તેમણે કેટલીક બહેનોને બહુ મેલી જોઈ. ગાંધીજીએ કસ્તૂરબાને સૂચના કરી કે આ બહેનોને રોજ નહાય અને ધોયેલાં કપડાં પહેરે એમ શીખવજો.

કસ્તૂરબાએ બહેનો પાસે જઈ તે પ્રમાણે શિખામણ આપી: "બહેનો! તમારે લૂગડાં ધોવાં જોઈએ. આવું આળસ ન રાખવું જોઈએ."

મેલાં લૂગડાંવાળી બહેનો તેમની સામે જોઈ રહી. પછી તેમાંની એક બહેને કહ્યું, "માઇ, જરા મારી છાપરીમાં આવ અને જો."

ઝૂંપડીમાં લઇ જઇ તેણે બાને કહ્યું, "માઇ, મારી છાપરીમાં જોઇ લે. અહીં લૂગડાંનાં પેટી કે કબાટ ભર્યાં છે? મારી પાસે આ એક જ લૂગડું છે. હવે બોલ માઇ, શું પલાળું અને શું બદલું? માટે મહાત્માજીને કહી મને બીજું એકાદ લૂગડું અપાવ, એટલે હું રોજ ધોયેલું પહેરી ચોખ્ખી રહીશ."

ગાંધીજીએ દેશની દરિદ્રતા જોયેલી હતી, પણ આ વાત સાંભળી ત્યારે તેમને તેની ખરેખરી કલ્પના આવી.

આ દરિદ્રતા કેમ દૂર થાય ? પેલી બાઇની માગણી પ્રમાણે તેને બીજું લૂગડું અપાવવાથી શું વળે ? તેવી તો દેશમાં અસંખ્ય બહેનો છે.

સ્વરાજ્ય મેળવવું એ જ એક ઉપાય છે. ગાંધીજી જ્યારે સ્વરાજ માટે ઝઝૂમતા ત્યારે તેમના હૃદયમાં આ દરિદ્ર ઝૂંપડીવાસી બહેનો યાદ હતી.

તેવી લડત ગાંધીજીએ ઉપાડી હતી. તે રંગમાં ચડી હતી. એક દિવસ લડતમાં એક મોટો બનાવ બન્યો. સરકારે તેમના મહાન સાથી મૌલાના મહમદઅલીને તેમની પાસેથી ઝડપી લીધા.

એ કઠણ પ્રસંગે ગાંધીજીને પેલી દરિદ્ર મેલી બહેનો ફરી યાદ આવી. તેમણે તે જ ઘડીએ પ્રતિજ્ઞા લીધી, “ સ્વરાજનો સૂરજ ઊગે ને મારી ભારતમાતાનો દેહ ઢંકાય ત્યાં સુધી હું ત્રણ ત્રણ કપડાં ન પહેરું. લાજ ઢાંકવા પૂરતો કચ્છ મારે બસ છે. ”

:૩:

## હરિજન પહેલા

એક ગામમાં સભા હતી. તેમાં ગાંધીજીનું ભાષણ થવાનું હતું.

ગાંધીજીનું ભાષણ સાંભળવાનું કોને મન ન હોય ? ગામમાંથી વાણિયા ચાલ્યા, બ્રાહ્મણ ચાલ્યા, પટેલિયા ચાલ્યા, ગરાસિયા ચાલ્યા, સઈ ને સુથાર ચાલ્યા, ઘાંચી ને મોચી ચાલ્યા. અઢારે વર્ણ ઊપડયા.

ઢેડવાડાના ઢેડ પણ કહે, અલ્યા ચાલો, આપણે પણ સભામાં જઈએ, આપણા બાપુજી પધારવાના છે. એમની સભામાં ગયા વિના કેમ ચાલે ?

તેઓ પણ સભામાં ગયા.

સભાવાળાઓએ ઢેડને ઓળખી કાઢયા. “ અલ્યા, આ તો ઢેડ છે ! અરે અહીં નહીં; અહીં નહીં ! પાછા જાઓ પાછા ! સભામાં તમારું શું કામ હોય ? ” સભામાં બિચારાઓનો ઘડો ન થાય.

“ બાપા, અમને બેસાડો ને. બાપુજી તો અમારાયે ખરા ને ?”

કોઇને દયા આવી. પછી સભાવાળાને સમજાવી .ઢેડ માટે થોડે છેટે જગ્યા કાઢી આપી. “બેસો અહીં, પણ જો જો પાસે આવીને કોઈને અડતા નહીં. ”

“ ના બાપા; પાસે નહીં આવીએ. ”

આમ સભા ચિકાર ભરાઈ ગઈ. વખત થયો કે ગાંધીજી પધાર્યા. ‘વંદે માતરમ્,’ ‘મહાત્મા ગાંધીકી જય’ એવા પોકારોથી સભા ગાજી રહી. છેટે બેઠા બેઠા પેલા હરિજન ભાઈઓએ પણ જયમાં જય ભેળવી અને ઊંચી ડોકી કરી કરીને બાપુજીને જોવા લાગ્યા.

ગાંધીજી તો આવ્યા તેવા જ ભાષણ કરવા માંચડા ઉપર ચડ્યા. એક ક્ષણ ચારે તરફ આંખ ફેરવી. એ તો ગાંધીજીની ઝીણી આંખ ! છેટે હરિજનનું ટોળું બેઠું હતું તે પકડી પાડ્યું. ગામવાળાને બોલાવીને પૂછ્યું, “પેલા કેમ છેટે બેઠા છે? ”

“ મહાત્માજી, એ તો ઢેડા છે. ”

“ એમને સૌની સાથે બેસાડો તો ? ”

ગામવાળા માથું ખંજવાળવા લાગ્યા.

“ એમને સભામાં ન લાવી શકો તો હું ત્યાં તેમની વચ્ચે જઈને ભાષણ કરીશ. ”

એમ કહી ગાંધીજી સભા છોડીને પોતાના વહાલા હરિજનો ભેગા ગયા. ગામના કેટલાક હિંમતવાન માણસો પણ તેમની સાથે ગયા. હરિજન ભાઈઓનો આનંદ તો ઊભરાઈ ચાલ્યો. તેઓ આશીર્વાદ વરસાવવા લાગ્યા:

"ઘણું જીવો અમારા બાપુજી, ઘણું જીવો અમારા બાપુજી!"

:૪:

## એક ઐતિહાસિક કૂચ

દાંડીકૂચની વાત તો કોણ નથી જાણતું? ગાંધીજીએ પૂર્ણ સ્વરાજની લડત માંડવાનો નિશ્ચય કર્યો ત્યારે જેલના દરવાજા ઉઘડાવવા કયો કાયદો તોડવો એની તેમણે તપાસ કરી. છેવટે તેમણે મીઠાનો કાયદો પસંદ કર્યો.

તે માટે દાંડીકૂચનો કાર્યક્રમ તેઓએ યોજ્યો. ગાંધીજીએ ભીષણ પ્રતિજ્ઞા લીધી: "રણ રણ રઝળીશ, કાગડા કૂતરાને મોતે મરીશ, પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં પાછો પગ મૂકીશ નહીં!" પ્રતિજ્ઞા લઈને તેઓ ચાલી નીકળ્યા.

સાબરમતી આશ્રમથી નીકળી, આખું ગુજરાત વીંધી, ગુજરાતને બીજે છેડે આવેલ દાંડીને દરિયે પહોંચવું અને ત્યાં પહેલાં પોતે મીઠું બનાવી કાયદો તોડવો એ પ્રમાણે નક્કી થયું.

આશ્રમના ૮૦ સાથીઓ સાથે કૂચ ચાલુ કરવામાં આવી. રોજ બપોરે ને રાત્રે વાટે આવતાં ગામોમાં મુકામ થાય. ત્યાં ખાવા-પીવાનું થાય, રેંટિયા તકલી કંતાય, અને લોકોને ગાંધીજી લડતનો સંદેશો સંભળાવે. કૂચનાં દર્શન કરવા હજારોનાં ટોળાં જામતાં.

રોજ પકડાવાની રાહ જોવાય પણ સરકારે કૂચ પૂરી થવા દીધી. અને છેવટે ગાંધીજીએ દાંડીના સમુદ્રમાં સ્નાન કરી દરિયાના પાણીમાંથી મીઠું બનાવ્યું.

પછી તો મીઠાની આખા દેશમાં લૂંટાલૂંટ ચાલી.

સરકારે એવી નીતિ રાખી કે ગાંધીજીને ન પકડવા પણ દેશમાં બીજાઓ ઉપર દમન કરવું. દમનમાં બહેનો ઉપર લાઠીઓ પડ્યાની વાત આવી. ગાંધીજી હવે અકળાયા. “લાઠી પડે તો મારા માથા પર પડવી જોઈએ. તેને નોતરવા હું શું કરું?”

છેવટે તેમણે ધરાસણાના સરકારી અગર લૂંટવાનો નિશ્ચય કર્યો. પણ કૂચ શરૂ કરે તેની આગલી રાતે તેમના સંઘને સૂતો મૂકી પોલીસ ગાંધીજીને ચોરી ગઈ.

## પ્રશ્નો

૧. વિલાયત જતાં ગાંધીજીએ કયી પ્રતિજ્ઞાઓ લીધી?
૨. પ્રતિજ્ઞા લેવાથી શો લાભ થાય છે?
૩. ચંપારણ ક્યાં આવ્યું?
૪. દેશની દરિદ્રતા ટાળવા માટે ગાંધીજીને કયો ઉપાય જરૂરી લાગ્યો?
૫. દરિદ્ર બહેનોને જોઈ ગાંધીજીએ કયી પ્રતિજ્ઞા લીધી? તેમણે એ પ્રતિજ્ઞા મરણ પર્યંત પાળી કે નહિ?
૬. ગાંધીજીના કયા કાર્યમાં હરિજનો તરફનો પ્રેમ દેખાય છે?
૭. દાંડીકૂચ વખતે ગાંધીજીએ કયી પ્રતિજ્ઞા લીધી?
૮. સમજાવો:—પ્રતિજ્ઞા એ માણસનો ખીલડો છે.



પાઠ ૨૫ મો

# ગાંધીજીના કેટલાક સિદ્ધાંતો

શ્રી. જુગતરામ દવે

[આગલા પાઠમાં તમે ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો વાંચ્યા. આ પાઠમાં ગાંધીજીના જીવનમાં વણાઈ ગયેલા કેટલાક સિદ્ધાંતો આપ્યા છે. હરિજનોને સવર્ણો અસ્પૃશ્ય ગણતા તે ગાંધીજીને નહિ ગમતું. સર્વ પ્રાણી તરફ પ્રેમ અને અહિંસા એ ગાંધીજીના મુખ્ય સિદ્ધાંતો હતા. તે જ પ્રમાણે ગાંધીજી આત્મબળમાં માનતા. આ પાઠ પણ લેખકના 'ગાંધીજી' નામના પુસ્તકમાંથી લીધો છે.]

: ૧ :

## આપણા પાપનું ફળ

ગોરાઓ આપણને 'કુલી' કહે છે ત્યારે આપણને દુઃખ લાગે છે. ત્યારે આપણે હરિજનને ઢેડો, ભંગિયો, એવું કહીએ ત્યારે તેને કેવું થતું હશે?

તેમનું આપણે કેટલું બધું અપમાન કરીએ છીએ? તેમને આપણે અડીએ નહીં, તેમને આપણા ગામમાં રહેવા દઈએ નહીં; તેમને ગામમાં થઇને નીકળવું હોય તો આમ સાદ કરતા નીકળવું પડે:

"છેટા રહેજો, માબાપ!"

"અડતા નહીં, માબાપ!"

"તમારા ભંગિયા છીએ, માબાપ!"

કેટલું ભયંકર અપમાન!

તેઓ પાણી વિના ટળવળે, પણ આપણે કૂવે તેમને પાણી ભરવા દઈએ નહીં.

ગામનાં બધાં છોકરાં નિશાળમાં ભણે, પણ તેમનાં છોકરાંને આવવા દઈએ નહીં, અથવા છેટાં બેસાડીએ.

રેલગાડીમાં બધા બેસીએ, પણ ઢેડ આવે તો 'જગ્યા નથી' એમ બરાડી ઊઠીએ.

મંદિરમાં આખું ગામ દેવદર્શને જાય, પણ તેમને માટે દેવનાં દ્વાર પણ બંધ.

આ કંઇ જેવુંતેવું દુઃખ છે?

તેઓ આપણાં આંગણાં ઊજળાં કરે, આપણું ગામ ચોકખું કરે, આપણાં લૂગડાં વણી આપે, છતાં આપણને તો કશું નજરમાં જ નહીં. આ સેવાના બદલામાં આપણે એમને શું આપીએ છીએ? આપણા ભાણામાં વધેલા એઠા ટુકડા!

આપણા પાપનો તાગ નથી. પછી આપણે દેશપરદેશમાં કેમ હડધૂત ન થઈએ? ઈશ્વરે આપણને આપણા પાપનું ફળ આપ્યું છે, એમ ગાંધીજી માનતા. તેથી તેઓ હરિજનસેવા કરતા, અને હરિજનને અડવામાં પાપ નથી પણ પુણ્ય છે એવો ઉપદેશ કરતા.

:૨:

પ્રેમ

આપણને સૌને ગાંધીજી ઉપર બહુ જ પ્રેમ કેમ થતો?

એનું કારણ એ છે કે તેમના હૃદયમાં આપણે માટે પ્રેમ ઊભરાતો.

ગાંધીજીના ઉપર કોઇને વેર ન હતું એનું કારણ જાણો છો?

એનું કારણ પણ એ છે કે તેમના હૃદયમાં કોઈની ઉપર વેર વસતું ન હતું.

ગાંધીજી સરકારના જુલમો સામે લડતા છતાં ઘણા અંગ્રેજ લોકો તેમના ઉપર પ્રેમ રાખતા. એનું કારણ પણ એ જ કે ગાંધીજી અંગ્રેજો ઉપર પોતાના મનમાં પ્રેમ જ રાખતા.

કોઇ માણસ ખરાબ કામ કરે તો ક્રોધ કરી તેને મારવો એ તો પશુનું કામ થયું. મનુષ્યનું કામ એ છે કે તેવા માણસને પ્રેમથી નવડાવવો, પ્રેમથી તેને સહન કરી લેવો.

ગાંધીજી એ રીતે કોઈના ઉપર વેર રાખતા નહિ તેથી કોઇ તેમનો વેરી ન હતો. તેઓ સૌના ઉપર પ્રેમ વરસાવતા તેથી આપણને તેમના ઉપર પ્રેમ ઊપજતો.

:૩:

## અહિંસા

અહિંસા એટલે શું ? 'કોઈની હિંસા કરવી નહીં, કોઈને મારવું નહીં.'

મનમાં ક્રોધ રાખવો એ પણ હિંસા જ કહેવાય. માટે તેવી મનની હિંસા પણ ન કરવી પણ મનમાં પ્રેમ રાખવો એનું નામ સાચી અહિંસા.

'પણ કોઈ આપણને મારવા આવે તો અહિંસા કેમ પળાય ?'

ખરી રીતે તો તેવે વખતે જ અહિંસાની કસોટી થાય ને ? કોઈ આપણને મારે નહીં કે આપણને ગુસ્સે કરે નહીં ત્યારે તો ઢોર પણ અહિંસા પાળે છે !

'પરંતુ એમ માર ખાઈ રહીએ તો આપણે હરકણમાં ન ખપીએ ? '

ડરકણમાં કેવી રીતે ખપીએ ? આપણે માર ખાઇને રડી પડતા નથી, આપણે મારની બીકે નાસી પણ જતા નથી. પ્રેમને લીધે

આપણને ગુસ્સો આવે નહીં અને મારીએ નહીં એમાં ડરકણુ કેવી રીતે થયા ?

'એમ કોઈ મારી જાય તેના ઉપર પ્રેમ રાખવો એ તો બહુ અઘરું. એના કરતાં સામી થપ્પડ ચોડી લેવી સહેલી.'

સાચી વાત. અહિંસા પાળવી સહેલી તો નથી જ. અહિંસા શૂરાનો મારગ છે, કાયરનું કામ નથી.

ગાંધીજી એવી અહિંસા પાળતા અને આપણને સૌને પાળવાનો ઉપદેશ દેતા.

:૪:

આત્મબળ

દુનિયામાં મારકણાં માણસો બહુ કોલાહલ મચાવે છે.

" આણે મને સલામ ન કરી માટે તેને મારી નાખું. "

ગાંધીજી ઊંચા હાથ કરીને પોકારતા, " ઓ ભારતવાસીઓ, આ કોલાહલમાં ભળશોયે નહીં ને એનાથી ડરીને ભાગશોયે નહીં. તમે તો અહિંસા જ પાળજો. બધા લડીને થાકશે ત્યારે તેઓ આપણી પાસેથી અહિંસા શીખશે."

" અહિંસા પાળવા જઈએ તો અમને સૌ મળીને મારી નાખશે એવો ડર ન રાખશો. અહિંસાને તમે ઓળખતા નથી તેથી ડર લાગે છે. અહિંસાથી તો વેરી શાન્ત થઈ જાય."

દુનિયાની પ્રજાઓને આ ઉપદેશ પર વિશ્વાસ બેસતો નથી.

એક પ્રજા લાખ લશ્કર પોષે છે. બીજી પ્રજા પાંચ લાખ પોષે છે. ત્રીજી પ્રજા દશ લાખ. એક પ્રજા સો મનવાર બાંધે છે. બીજી પ્રજા હજાર બાંધે છે. ત્રીજી વળી દશ હજાર. એક પ્રજા સો વિમાન બાંધે છે. બીજી પ્રજા પાંચસો વિમાન, અને ત્રીજી પ્રજા વળી

હજાર. જેનાં વિમાન ઓછાં તેને ઊંઘ આવતી નથી અને રાતદિન વધારવાની ફિકર કરે છે. અને એ અમથાં બનતાં નથી. કરોડો પાઉંડનો ધુમાડો કરવો પડે છે. અને પાઉંડ એટલે શું ?

પાઉંડ એટલે પ્રજાઓનો પરસેવો અને પ્રજાઓનાં લોહી.

ગાંધીજીએ અહિંસાનાં શસ્ત્રો આપણને શીખવ્યાં છે. તે છેઃ—

સત્યાગ્રહ, અસહકાર, દુઃખસહન.

હસતે મુખે દુઃખ ઝીલતી પ્રજાને જોઈ અન્યાયી ઝંખવાણો પડે છે, જલ્લાદની મૂઠ ઢીલી પડે છે. શિકાર રડે ત્યારે શિકારીને રસ પડે ને ?

તો પછી કયી શક્તિ મોટી ? તોપની કે અહિંસાની ? કયું બળ મોટું ? તોપબળ કે આત્મબળ ?

ગાંધીજી સાંભળેલી કે વાંચેલી વાત કહેતા નહિ. બહુ બહુ સંકટો સહન કરીને તેમણે અહિંસાનું રત્ન પ્રાપ્ત કર્યું હતું.

અહિંસાથી જ ભારતવર્ષનો જયજયકાર છે.

## પ્રશ્નો

૧. આપણે હરિજનો સાથે કેવું વર્તન રાખીએ છીએ ?
૨. કોઈ માણસ ખરાબ કામ કરે તો તેને માર મારવો કે તેના તરફ પ્રેમ બતાવવો ?
૩. ગાંધીજી કોઈ ઉપર વેર રાખતા ?
૪. અહિંસા એટલે શું ? મનની અહિંસા કોને કહેવાય ?
૫. અહિંસાનાં ત્રણ શસ્ત્રો ગણાવો.
૬. સમજાવોઃ—(૧) ઈશ્વરે આપણને આપણા પાપનું ફળ આપ્યું છે.
(૨) અહિંસા શૂરાનો મારગ છે, કાયરનું કામ નથ..



પાઠ ૨૬ મો

::

# પથ્થર ભૂલ્યાનો પાઠ

::

કુ. મનુબહેન ગાંધી

[આ પાઠનાં લેખિકા પૂ. ગાંધીજીનાં પૌત્રી છે. ગાંધીજીની સાથે તે રહેતાં. તેમના મૃત્યુ વખતે પણ તે તેમની પાસે હતાં.

નાનામાં નાની બાબત સંબંધી પણ ગાંધીજી કેટલા ચોક્કસ હતા તે આ પાઠમાંથી તમે જાણી શકશો. વળી ગાંધીજી સાથે રહેનારને કેવી આકરી કસોટીમાંથી પસાર થવું પડતું તે પણ તમે જોઈ શકશો.

બંગાળમાં હિંદુમુસલમાન વચ્ચે હુલ્લડ થયું ત્યારે નોઆખલીમાં ભયંકર હત્યાકાંડ થયેલો. તે સમયે ગાંધીજી ત્યાં ગયેલા. મનુબહેન તેમની સાથે હતાં. હવે આગળ વાંચો.]

નોઆખલીમાં નારાયણપુર કરીને એક ગામ છે. ત્યાં રોજની માફક સાત વાગ્યે બાપુ પહોંચ્યા. એક ગરીબ વણકરને ત્યાં અમારો ઉતારો હતો. ગામ જતાંવેંત બાપુજી પહેલાં તો ગરમ પાણીએ પગ ધોવડાવે, પછી થોડુંઘણું પોતાનું લખવા વગેરેનું કામ કરે, તેટલા વખતમાં હું બાપુજી માટે માલિશ અને નાહવાની વ્યવસ્થા કરી લઉં. આ ક્રમ પ્રમાણે મેં બધું કર્યું. બાપુજી હંમેશાં નહાતી વખતે સાબુ નહીં પણ એક ખરબચડો પથ્થર વાપરતા. આ પથ્થર બાપુજીને મીરાંબહેને વર્ષો પહેલાં આપેલો. એ પથ્થર હું આગલે ગામ ભૂલી આવી, તે જ્યારે નાહવાની ઓરડીમાં મેં બાપુજીની બધી ચીજો રાખી ત્યારે મને જણાયું. મેં બાપુજીને પૂછ્યું: "બાપુજી, હું ઘસવાનો પથ્થર ક્યાંક ભૂલી આવી છું. કદાચ કાલે વણકરવાળા ઘરમાં રહી ગયો હોવો જોઈએ. હવે શું કરું ?'

બાપુજી થોડી વાર વિચારમાં પડ્યા, પછી મને કહ્યું: "તેં ભૂલ તો કરી. હું ઈચ્છું કે તું એ પથ્થર જાતે જ જઈને શોધી આવ.

નિર્મળાબાબુને કહી દે કે મારે માટે ખાવાનું તૈયાર કરે, પણ પથ્થર તું જ એકલી શોધવા જા. અને એક વખત આમ કરીશ એટલે બીજી વખત યાદ રહેશે."

મેં ડરતાં ડરતાં પૂછ્યું, "આ ગામમાં આટલા બધા સ્વયંસેવકો છે. તેમાંથી કોઇને સાથે લઈ જાઉં ?"

બાપુએ સવાલ પૂછ્યો: "કેમ ?"

આનો જવાબ હું ન આપી શકી. નોઆખલીમાં નાળિયેરી અને સોપારીનાં એવાં વન છે કે અજાણ્યો માણસ ભૂલો જ પડી જાય. વળી કોમી તોફાનના દિવસો. એ રસ્તા ઉપર મુસલમાનોનાં જ ઘરો અને વેરાન ઉજ્જડ રસ્તો. એકલાં કેમ જવાય ? પણ ગુનો કર્યો એટલે ગયા વગર છૂટકો ન હતો. હું તો "કેમ"નો જવાબ આપ્યા વગર જ થોડીક રીસમાં ચાલી નીકળી. મનમાં એમ પણ થાય કે, કયાંકથી કોઇ ગુંડાઓ આવીને પજવશે તો ? પણ રામનામ લેતી ચાલી નીકળી. જે રસ્તે આવેલાં તે રસ્તા પરનાં પગલાં જોતી જોતી ગઇ.

એ વણુકરનું ઘર માંડમાંડ મળ્યું તો ખરું. વણુકરના ઘરમાં ફક્ત એક ડોશી રહે. એ ડોશીને શી ખબર કે પથ્થર આટલો કીમતી હશે ? એણે તો બિચારીએ પથ્થર ફેંકી દીધેલો. તે મેં માંડ માંડ શોધી કાઢ્યો. એ પથ્થર જડ્યો ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. લઈને ઝટપટ નારાયણપુર જવા નીકળી પડી. અને સાડાનવ વાગ્યાની નીકળી હતી તે એક વાગ્યે બપોરના ઘેરે આવી. ભૂખ તો કકડીને લાગી હતી. પણ એના કરતાં આજની આટલી ભૂલથી બાપુજીની થોડીક સેવા ચૂકી એનું દુઃખ અસહ્ય હતું. એટલે બાપુજીના ખોળામાં પથ્થર મૂકી રડી પડાયું.

બાપુજીએ મને કહ્યું, "આજે તારી પરીક્ષા થઈ. ઈશ્વર જે કરે તે સારા માટે. તું પહેલે દહાડે મારી પાસે આવી ત્યારે રાતના

બે વાગ્યા સુધી તને સમજાવ્યું હતું કે મારા યજ્ઞમાં પડવું એ બહુ હિંમતનું કામ છે. જો જરા પણ હિંમત હારી તો નાપાસ કરીશ, માટે હજુ પણ પાછું મહુવા જવું હોય તો જઇ શકે. પણ યાત્રા શરૂ થયા પછી કયાંય નહીં જઈ શકે. એટલે આ પથ્થરના નિમિત્તે તારી પહેલી પરીક્ષા થઇ તેમાં તું ઉત્તીર્ણ થઈ. મને આથી કેટલો આનંદ થયો ? એ પથ્થર મારો પચીસ વર્ષનો સંઘરેલો મિત્ર છે. જેલમાં જાઉં કે મહેલમાં પણ એ પથ્થર સાથે જ ફર્યો છે. જો એ ન મળ્યો હોત તો મને અને મીરાંબહેનને દુઃખ થાત. ઉપરાંત તું એક પાઠ શીખી કે, પથરા તો આવા ઘણાય મળી રહેશે, બીજો શોધીશું, એવી બેપરવાઈ ન રાખવી; પણ દરેક ઉપયોગી વસ્તુને સાચવતાં શીખવું.”

મેં કહ્યું, “પણ બાપુજી, હૃદયથી જો રામનામ લીધું હોય તો આજે જ લીધું. એ ઉજ્જડ રસ્તા પર જતાં જતાં હૃદય કાંપતું હતું.”

બાપુજી હસી પડ્યા અને કહે: “હા, જ્યારે દુઃખ આવે છે ત્યારે જ ઈશ્વર યાદ આવે છે.”

**પ્રશ્નો**

૧. બાપુજી નાહવા માટે સાબુને બદલે શું વાપરતા ?
૨. એ વસ્તુ તેમને કોણે આપેલી ?
૩. મનુબહેન એ વસ્તુ કયાં ભૂલી ગયાં ?
૪. વણકરને ઘેર જતાં આવનાર ભયની લેખિકાએ શી કલ્પના કરી? એ ભયમાંથી બચવા તેમણે શી રીત અજમાવી ?
૫. લેખિકાને કયી બાબતનું દુઃખ અસહ્ય થઈ પડયું ?
૬. બાપુજીએ લેખિકાને શો પાઠ શીખવ્યો ?
૭. સમજાવો:—જ્યારે દુઃખ આવે છે ત્યારે જ ઈશ્વર યાદ આવે છે.



પાઠ ૨૭ મો

::

# વિદ્યા

::

શામળ

[આપણા જૂના કવિઓમાં શામળ તેમજ પ્રેમાનંદ ઘણા જાણીતા છે. શામળનાં વાર્તારૂપ કાવ્યો આજે પણ વખણાય છે. તે જ પ્રમાણે તેના 'છપ્પા' લોકપ્રિય થયા છે. છપ્પામાં છ છ પંક્તિની એક કડી હોય છે. અહીં શામળે વિદ્યા વિષે પોતાના વિચારો દર્શાવ્યા છે. હાલનો કવિ આવા વિષય ઉપર કાવ્ય લખે જ નહિ; અને કદાચ લખે તો તેની લખવાની ઢબ તદ્દન જુદી જ હોય. દરેક પંક્તિમાં એકનો એક શબ્દ આવે છે તે જોયું ?]

(છપ્પા)

વિદ્યા મુકાવે મામ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યા માંહી .વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું,
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાવિહીન નર તે પશુ.

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકા,
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટંકા;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિરમોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

મૂરખને વાહંન, પંડિત અડવાણો ચાલે;
મૂરખ મોતનમાલ, પંડિત ફૂલમાળા ઘાલે;

મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડધાન્ય જ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, શામળ ઝવેરી પરીક્ષા કરે.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો,
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ કરે, જન સૌ કર જોડે;
પંડિતને સન્માન, માન અનમીનાં મોડે;
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે,
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ શામળ સાચું કહે.

## પ્રશ્નો

૧. વિદ્યાના ફાયદા ગણાવો.
૨. ભણેલા અને અભણનો તફાવત સમજાવો.
૩. કેટલીકવાર પંડિત કરતાં મૂઢ કઈ બાબતોમાં ચડી જાય છે ?
૪. સમજાવો:—
પણ મૂરખ કાચ કથીર છે......પરીક્ષા કરે.



પાઠ ૨૮ મો

::

# ખોટી બેઆની

::

**શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે**

[તમારી પાસે કોઈ વખત કોઈ ખોટો સિક્કો આવી ચડે તો એને ચલાવવા માટે કેવી કેવી યુક્તિઓ કરો છો! આ લેખક પાસે પણ એક વખત એક ખોટી બેઆની આવેલી. તેને ચલાવવા માટે તેમણે કેવી યુક્તિઓ કરી તેનું અહીં રમૂજી વર્ણન તેમણે કર્યું છે. પરંતુ અંતે ખોટી બેઆની કાઢવાં જતાં ખોટી પાવલી ગળે વળગી અને તેય તે એક મિત્ર ઉઠાવી ગયો ! લેખક તો હાથ ઘસતા જ રહ્યા!

શ્રી. જ્યોતીન્દ્ર દવેએ આવા નિર્દોષ હાસ્યભર્યા અનેક નાના નાના નિબંધો લખ્યા છે. તમે સહેજ મોટા થાવ ત્યારે તેમનું 'રંગતરંગ' નામનું પુસ્તક અવશ્ય વાંચજો. ]

હમણાં થોડા દિવસ પર મારા હાથમાં, કોણ જાણે ક્યાંથી, ખોટી બેઆની આવી ચડી હતી. એ બેઆની ખોટી છે એમ જ્યારે મોદીએ પાછી આપતાં અર્ધ તિરસ્કારયુક્ત અવાજે મને જણાવ્યું ત્યારે 'કયો મોરલો આ કળા કરી ગયો ?' એમ મને થયું. પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ થઈ શકે તો પણ એથી એટલી બેઆની પૂરતી મારી ગરીબાઈ ઓછી થાય એમ નહોતું. એ પ્રશ્ન પડતો મૂકી એ બે આનીને શી રીતે ચલાવવી તેનો મેં વિચાર કરવા માંડ્યો.

હાથમાં વર્તમાનપત્ર રાખી વાંચવાનો ડોળ કરી મેં ટ્રામના કંડક્ટરને એ બેઆની જરા પણ અચકાયા વગર આપી. એણે ટિકિટ આપી ને બેઆની લેવા પ્રયત્ન કર્યો. જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે. એ ન્યાયે કંડક્ટરના હાથમાંથી એ ચંચળતાની મૂર્તિ સરીને નીચે પડી; અને સાચી બેઆની

જેવો અવાજ કરવાનો નિષ્ફળ યત્ન કર્યો. કંડકટરે બેઆની ઉપાડી, વિસ્મયથી તેને ફેરવી ફેરવીને જોઈ, રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામું થોડી વાર એ ઘૂરકયો ને પછી કંઈપણ બોલ્યા વગર બેઆની મારા હાથમાં પાછી મૂકી. એનું જ અનુકરણ કરી મેં બેઆની પાછી લીધી, વિસ્મયથી થોડી વાર હું તેના સામું જોઈ રહ્યો; ફેરવી ફેરવી મેં તેનું બારીક અવલોકન કર્યું; રાજાની પ્રતિકૃતિ સામું ઠપકાભરી નજરે જોયું ને પછી કંઈપણ બોલ્યા વગર એ બેઆની ગજવામાં મૂકી, બીજી કાઢી એને આપી. એક આનો પાછો આપી વિજયની નજર ફેંકી કંડકટર એને પંથે પળ્યો.

ચા પીવાની સામાન્ય ઇચ્છા તો મને હંમેશ જ રહે છે. પરંતુ હૃદયના ઊંડા ઊંડાણમાંથી 'ચા! ચા!'નો પોકાર ન ઊઠે ત્યાં સુધી પૈસા ખરચીને રેસ્ટોરાંમાં ચા પીવા હું બનતાં સુધી જતો નથી. પંદરવીસ મિનિટ પૂર્વે જ ચાનો સંયોગ થયેલો હોવાથી હૃદયમાંથી ચાનો પોકાર ઊઠવાની હજી કંઈ અર્ધાએક કલાક જેટલી વાર હતી. છતાં આ પ્રસંગે હું એવા પોકારની વાટ જોયા વગર ખોટી બેઆની ચલાવવા માટે આનો ખરચી નાખી મને કદી નહીં મળેલો એવો વ્યવહારકુશળતાનો યશ મેળવવાની મહત્ત્વાકાંક્ષાથી એક રેસ્ટોરાંમાં દાખલ થયો. એકલી બેઆની પકડાઈ જવાનો સંભવ વધારે, એમ લાગવાથી મેં સાવચેતી વાપરી ચારેક આના જેટલો ખર્ચ કરવો એમ ધારી ચા ઉપરાંત બીજું પણ કંઈ મંગાવ્યું. ચા પૂરી કરી હું પૈસા આપવા ગલ્લા પાસે ગયો. "ચાર આના લો!" વેઈટરે બૂમ પાડી. પૈસા લેવા માટે ગલ્લા પાસે ઊભેલા પુરુષની આંખો ઘણી નબળી હોય એમ મને લાગ્યું અને "એ ઉપકાર ગણી ઈશ્વરનો" હું હરખાયો. પરંતુ હિંદુસ્તાનના હરખની પેઠે મારો હરખ પણ અકાલીન ને અકારણ નીવડ્યો. બે ખરા આના વચ્ચે ખોટી બેઆની મૂકીને મેં એને આપી ને

રોફભેર ચાલવા માંડયું. પણ એની નજરે બે આના વચ્ચે રહેલી બેઆની પડી! "શી–! મિસ્ટર !" એણે મને બૂમ મારી. આશ્ચર્ય પામતો હોઉં એવી રીતે હું પાછો ફર્યો. "કેમ ?" મેં પૂછ્યું. "એ નહીં ચલેગી." કહી એણે બેઆની પાછી આપી.

"કેમ ?"

"ખોટી હૈ."

"ખોટી શેની ? મેં લીધી ને ?"

"દૂસરી દો."

"તું કોઈ બીજાને પધરાવી દેજે."

"નહીં, દૂસરી દો."

"ખોટી શાથી થઈ ? એના ઉપર છાપ નથી ? અને આપણે એને ખરી માનીને ચલાવવા માંડીએ એટલે એ ખોટી હોય તો યે ખરી જ થઈ જશે–" પણ એના મોં સામું જોઈ વાક્ય પૂરું કરવા કરતાં બેઆની બદલી આપી ચાલ્યા જવું વધારે સલામત લાગવાથી મેં તેમ કર્યું.

આ પછી બેચાર દિવસ સુધી એ બેઆની ચલાવવા માટે તનતોડ મહેનત કરી પણ વફાદારીની વધારે પડતી ભાવનાવાળી એ બેઆનીએ મારો ત્યાગ ન જ કર્યો.

આખરે અંતિમ ઉપાય તરીકે ભિખારીને આપી દઈને કે દહેરામાં નાંખીને એની પીડામાંથી મુક્ત થવાના મરણિયા નિશ્ચય પર હું આવ્યો. પરંતુ એટલામાં મને એક યુક્તિ સૂઝી. એક પાનવાળાની દુકાને જઈ મેં બે પૈસાનાં પાન ખરીદી તેને રૂપિયો આપ્યો. એણે બે પૈસા કાપી લઇ બાકીનું પરચુરણ આપ્યું. પરચુરણ ગણી જોતાં યુક્તિપૂર્વક પેલી ખોટી બેઆની મેં એના

ભેગી સેરવી દીધી. પછી જાણે અચાનક નજર પડી હોય એમ એ બેઆની મેં બહાર કાઢી. કંઈક સાશંક દૃષ્ટિએ એના તરફ જોઈ "આ બેઆની ખોટી છે, બીજી આપ," એમ કહી પાનવાળાને પાછી આપી. પાનવાળાએ બેઆની પાછી લીધી અને કહ્યું, "મારી પાસે બીજી બેઆની નથી. તમે મને બે આના આપો તો હું પાવલી આપું." મેં બે આના આપી એની પાસેથી પાવલી લીધી.

હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં બે ત્રણ મિત્રો મળ્યા તેમને બેઆનીની કથા કહી અને મારા વિજયનું અખંડ સ્મરણ જાળવવા તેમને ચા પીવા પાસેના રેસ્ટોરાંમાં લઈ ગયો. ચા પી પૈસા ચૂકવવા પેલી પાનવાળાની પાવલી મેં રેસ્ટોરાંના માલિકને આપી. એણે પાવલીને જમીન પર પછાડી, ને રૂપાનો ઢોંગ કરતી એ પાવલી કલાઈના અવાજે કકળી ઊઠી! "એ પાવલી નહીં ચલેગી, દૂસરી દો." અને અનુભવે રીઢો બનેલો હું કંઈ પણ બોલ્યો નહીં ને પાવલી બદલી આપી અપૂર્વ પરાક્રમ કર્યા પછી હારેલા વીર યોદ્ધાની પેઠે હું ત્યાંથી પાછો ફર્યો. "લાવો, હું એ ચલાવી આપીશ," મારા એક મિત્રે કહ્યું. એ અતીવ શ્રદ્ધાળુ હૃદયને આઘાત ન પહોંચાડવાના ઇરાદાથી મેં એને પાવલી આપી.

થોડા દિવસ પછી એ મિત્ર મને પાછો મળ્યો. મેં પૂછ્યું, "કેમ પેલી પાવલી ચાલી ખરી કે?" "અરે! હા, તે જ દિવસે મેં કોઈને પોરવી દીધી!" આમ મારી પાવલી ચાલી ખરી પણ તેથી મને કંઇ પણ લાભ થયો નહીં. એ મિત્રે મને પેલી પાવલીના બદલામાં બીજી પાવલી આપવી જોઈતી હતી, પરંતુ ત્યાર પછી અનેક વાર મળતા છતાં, મારી પાવલી ચલાવવાની પોતાની કલાની વારંવાર પ્રશંસાયુક્ત કથા કરવા

છતાં, એણે એ પાવલી પરના મારા હક વિશે શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી !

## પ્રશ્નો

૧. ખોટી બે આની લેખકના હાથમાં ક્યાંથી આવી ચડી હશે ?

૨. એ ચલાવવા માટે એમણે શા પ્રયત્નો કર્યા ? એમાં એમને સફળતા મળી ?

૩ ટ્રામમાં અને હોટેલમાં ખોટી બેઆની ચલાવવા જતાં તેમને શા અનુભવ થયા ?

૪. આ પરથી એમને શી યુક્તિ સૂઝી ? એ યુક્તિ એમણે પાનવાળા પાસે કેવી ચાલાકીથી અજમાવી ?

૫. આખરે કોણ છેતરાયું ?—પાનવાળો કે ભોળા લેખક ?

૬. લેખકના મિત્રે ખોટી પાવલી કેવી રીતે ચલાવી હશે ?

૭. તમે આવી રીતે કોઈ ખોટો સિક્કો ચલાવવા પ્રયત્ન કર્યો છે ? તમારો અનુભવ ટૂંકમાં વર્ણવો.

૮. નીચેનાં વાક્યો સમજાવો:—

(क) જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે.

(ख) હિંદુસ્તાનના હરખની પેઠે મારો હરખ પણ અકાલીન અને અકારણ નીવડ્યો.

(ग) રૂપાનો ઢોંગ કરતી એ પાવલી કલાઈના અવાજે કકળી ઊઠી!



પાઠ ૨૯ મો

::

# રાષ્ટ્રધ્વજને

::

श्री ઝીણાભાઈ દેસાઈ

(સ્નેહરશ્મિ)

[સફેદ, લીલો, લાલ—એ ત્રણ રંગની વચ્ચે ધર્મચક્રની પ્રતિષ્ઠાવાળો આપણો રાષ્ટ્રધ્વજ એ આપણા દેશાભિમાન અને આઝાદીનું પ્રતીક છે. આપણો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ એ કોઈ આક્રમક રાષ્ટ્રનો સત્તાભૂખ્યો વાવટો નથી; એ તો બુદ્ધ, અશોક અને મહાત્મા ગાંધીજીના સત્ય, પ્રેમ અને અહિંસાના સિદ્ધાંતોનો જીવંત ઝંડો છે. આખા વિશ્વને સત્ય અને સ્વાતંત્ર્યની પ્રેરણા આપી શકે એટલી એનામાં શક્તિ છે. અંગ્રેજી સલ્તનત સામેની આપણી અહિંસક લડાઈમાં આપણા રાષ્ટ્રધ્વજનું ગૌરવ જાળવવા અનેક જુવાન, વૃદ્ધ અને બાળકોએ પોતાનાં લોહી રેડયાં છે. એ ઝંડો આજે ગુલામીનાં બંધનો છેદીને મુક્ત બની આકાશમાં ફરકી રહ્યો છે. એનો એ મુક્ત વિહાર સૂરજ અને સોમ જેવો ભવ્ય, નિશ્ચલ અને અમર હો!

રાષ્ટ્રધ્વજને સંબોધીને લખાયેલા આ કાવ્યમાં આપણી રાષ્ટ્રભક્તિની ભાવના સચોટ રીતે વ્યક્ત થઈ છે.]

ફરક ફરક તું મુક્ત હવામાં
ઝંડા, ઊડ તું ઊંચે વ્યોમ;
અમ મસ્તક પર રહે ફરકતો
જ્યાં લગી નભમાં સૂરજ સોમ!
ઝંડા મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજ સોમ!
રહે લહેરાતો હિમગિરિ પર તું,
ઊડ તું સાગર-તટે વિરાટ,

કૃષ્ણા રેવા તટે ઊડ તું,
ઊડ તું જાહ્નવી યમુના ઘાટ !
ઝંડા મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજ સોમ !

ત્રિરંગી છે તવ છાયા શીળી,
ધર્મચક્ર તવ ઉરે ઉદાર;
અશોક-ગાંધી-સ્વપ્ન ફળે સૌ
સુણાય જ્યાં તવ ઉર ધબકાર !
ઝંડા મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજ સોમ !

શહીદનાં શોણિતથી પોષ્યાં
વજ્રસમાં તવ અણનમ અંગ,
કુદૃષ્ટિ કયમ કો વીંધે તુજને
મહાબાહુ તું અગ્નિ-તરંગ !
ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ
સાથી હો તવ સૂરજ સોમ !

જગન્નભે હો ધ્રુવ-તારક તું,
તું હો નૂતન જગનો પ્રાણ,
ઘોર નિશામાં વિશ્વજનોને,
બનજે તું શિવ મુક્તિ-બાણ !
ઝંડા, મુક્ત વિહર જગ-વ્યોમ,
સાથી હો તવ સૂરજ સોમ !



## પ્રશ્નો

૧. રાષ્ટ્રધ્વજ કયાં કયાં ઊડે છે ?
૨. આપણા ઝંડાનું ચિત્ર દોરો. એમાં કેટલા રંગો છે ? એ રંગો શું સૂચવે છે ?
૩. વચ્ચેનું ચક્ર શું દર્શાવે છે ?
૪. અશોક અને ગાંધીજીનાં સ્વપ્ન શાં હતાં ? આપણા ધ્વજમાં એ કેવી રીતે પ્રતિબિમ્બિત થયાં છે ?
૫. આપણો રાષ્ટ્રધ્વજ એવી કયી ભાવનાનો પ્રતીક છે કે જે વિશ્વજનોને ધ્રુવ-તારક સમાન થઈ પડે ?
૬. નીચેના શબ્દો સમજાવો—
જગ-વ્યોમ, ધર્મચક્ર, અણનમ, અગ્નિ-તરંગ, ધ્રુવ-તારક, મુક્તિ-પ્રાણ.



પાઠ ૩૦ મો

# સાવિત્રી

શ્રીમતી હંસાબહેન મહેતા

[ શ્રીમતી હંસાબહેન સુશિક્ષિત કુટુંબનાં ગ્રેજ્યુએટ છે. તેઓ વિવિધ રીતે દેશની સેવા કરી રહ્યાં છે. બાળકોનાં તે પ્રિય લેખિકા છે. 'ગોળીબારની મુસાફરી', 'અરુણનું અદ્‌ભુત સ્વપ્ન' વગેરે બાળસાહિત્યનાં પુસ્તકો તેમનાં લખેલાં છે. આ પ્રસંગ તેમના 'સત્યવાન સાવિત્રી' નામના નાટકમાંથી લીધો છે. સત્યવાનને સર્પ દંશ મારે છે. બેભાન થયેલા સત્યવાનને ઉઠાડવા સાવિત્રી પ્રયત્ન કરે છે. યમરાજને પણ થાપ ખવડાવે તેવી સાવિત્રીની ચાલાકી જોઈ કોને આશ્ચર્ય ન થાય ]?

( આકાશમાં એકદમ અંધકાર છવાય છે. ચંદ્ર પર કાળો પડછાયો પડે છે. સાવિત્રી સત્યવાનને ઉઠાડવા જાય છે ત્યાં એક સૌમ્ય મૂર્તિ સામે ઊભેલી દેખાય છે. સાવિત્રી ગભરાય છે. તે સત્યવાનને જલદી ઉઠાડવા હાથ લાંબા કરે છે. મૂર્તિ અટકાવે છે. )

**સૌમ્ય મૂર્તિ** : (ગંભીર અવાજે) તેને નહિ ઉઠાડવામાં જ ફાયદો છે.

**સાવિત્રી** : (ભયભીત સ્વરે) આપ કોણ છો ?

**સૌમ્ય મૂર્તિ** : (મંદ હસીને) જગતને માયાવી નિદ્રામાંથી જગાડનાર જાદુગર હું યમરાજ છું.



ભગવાન ! આપને મારા નમસ્કાર

**સાવિત્રી** : ભગવાન ! આપને મારા નમસ્કાર. જગત તો આપને જુદા કલ્પે છે : મહિષ વાહનવાળા, રાત્રિ જેવા કાળા, રુદ્રસ્વરૂપ. એટલે મેં ઓળખ્યા નહિ તો ક્ષમા કરશો.

**યમરાજ** : દેવને જેવા કલ્પો તેવા દેખાય. જેને મૃત્યુનો ભય નથી તેને હું સૌમ્યરૂપ દેખાઉં છું.

(સાવિત્રી સત્યવાનનું મસ્તક નીચે મૂકી યમરાજ પાસે આવી તેના ચરણ પકડે છે.)

**સાવિત્રી** : દેવ! આપ સત્યવાનને લેવા આવ્યા છો?

**યમરાજ** : માનવ આત્માને દેહપિંજરમાંથી મુક્ત કરવા એ મારું કર્તવ્ય છે.

**સાવિત્રી** : દેવ! આત્મા તો જીર્ણ દેહનો ત્યાગ કરે છે. સત્યવાન તો હજી ઊગતી યુવાવસ્થામાં છે. જીવનની કંઇ કંઈ આશાઓ હજી પૂર્ણ કરવાની છે, કંઈ કંઈ ઉમેદો હાંસલ કરવાની છે. શાં શાં કાર્યો કરવાં તેણે ધાર્યાં છે. દેવ! આ આત્માનાં બાળકો જન્મ્યા પહેલાં જ તેને આપ કચડી નાખશો?

**યમરાજ** : વત્સે! મનુષ્યોની ઉમેદોનો કંઈ અંત છે? સ્વપ્નાંઓ જોવાં, હવાઈ કિલ્લાઓ બાંધવા, એ જ તેમનું જીવન છે. એ વ્યાપાર તો જિંદગીના છેડા લગી ચાલ્યા જ કરે છે. સ્વપ્નાંઓ તાદૃશ થાય પછી જ તેમનું આવરદા પૂરું કરવું એવો નિશ્ચય કરીએ તો તો મનુષ્ય યાવચ્ચંદ્રદિવાકરૌ જીવે. વત્સ! ખરા ભાગ્યશાળી જ પોતાના મનોરથો પૂર્ણ થતા જુએ.

**સાવિત્રી** : દેવ! સત્યવાનને બદલે આપ મને લઇ જાઓ તો?

**યમરાજ** : એકને બદલે બીજાને લઈ જવાથી નિયમનો ભંગ થાય. મનુષ્યોને માટે નિયમો છે તેવા દેવોને માટે પણ છે.

**સાવિત્રી** : દેવ! આપના નિયમમાં અપવાદને સ્થાન નથી? શું આપ યંત્રની માફક વર્તો છો? મનુષ્યોય સારા કે વખત આવ્યે નિયમનો ભંગ કરી શકે.

**યમરાજ** : (હસીને) નિયમનો ભંગ કરવો એ પ્રસંગ ઉપર આધાર રાખે છે.

**સાવિત્રી** : દેવ! સત્યવાનને લઈ જવાથી આપ એક પ્રકારે ચાર જણનો વધ કરશો. મારાં અંધ સાસુસસરા—તેમની સેવા

કોણ કરશે? રાજપાટ વિનાનાં થયાં પણ પુત્રની આશાએ જીવ્યાં. દેવ! એ આશા જતાં તેમનું કોણ? એ ટળવળી પ્રાણ છોડશે. આપ તેમના પણ ઘાતક થશો?

**યમરાજ :** (ગંભીર થઈને) અરે કલ્યાણિ! તને એ બાબતનો ભય હોય તો એ રાજદંપતી તેમનાં ચક્ષુ પુનઃ મેળવશે, રાજ-સંપત્તિ પુનઃ મેળવશે. રાજ્યની ખાતર તો જીવશે ને?

**સાવિત્રી :** દેવ! આપની કૃપા. પરંતુ મારાં માતાપિતાનું શું? અનેક વ્રતો કરી પુત્રીરૂપી ફળ મેળવ્યું. તેને પ્રાણરૂપ ઉછેરી. તેને જ શોકમાં દટાયેલી જોતાં તે કેમ જીવી શકશે? દેવ! મારી માતા તો પુત્રીનું દુઃખ જોઈ પ્રાણ છોડશે. આપ તેમના પણ ઘાતક થશો?

**યમરાજ :** વત્સે! તારા પુણ્યને બળે તારાં માતાપિતાને ત્યાં અનેક પુત્રો થશે. પુત્રોને ઉછેરવામાં પુત્રીનું દુઃખ ભુલાશે.

**સાવિત્રી :** દેવ! આપે તો વગરમાગ્યાં વરદાન આપ્યાં, તેથી જેટલો ઉપકાર માનું તેટલો ઓછો. આપ સુખેથી સત્યવાનને લઈ જાઓ. હું પણ નિરાંતે મરીશ.

**યમરાજ :** વત્સે! સત્યવાન સિવાય તને જીવનમાં બીજી આશા નથી?

**સાવિત્રી :** (શોકગ્રસ્ત) બીજી શી આશા હોય?

**યમરાજ :** વત્સે! જીવન વિશાળ છે. તું યુવાન છે. સમય શોકને ભુલાવે છે. જે જગત આજે વેરાન લાગે છે ત્યાં કાળ જતાં નવા અંકુરો ફૂટી ફૂલવાડીઓયે ઊગે. વત્સે! મૃત્યુનો મોહ શા માટે કરે છે? જગતમાં રહી મનુષ્યો કેટલાંય સત્કૃત્યો કરી શકે.

**સાવિત્રી** : દેવ! સત્યવાન વિના જીવવું તે મારે મન મૃત્યુ સમાન છે. મને પણ સાથે લઈ જવાથી આપ મને જીવતદાન આપશો.

**યમરાજ** : શું તારો નિશ્ચય નહિ જ ફરે? ધન, સંપત્તિ અને વૈભવ આપી તને જગતમાં રહેવાને લલચાવી શકું તેમ નથી?

**સાવિત્રી** : (ડોકું ધુણાવી) દેવ! મારે એક જ વરદાન જોઇએ છે. તે આપ આપી શકો તેમ નથી.

**યમરાજ** : દેવી! તારી ચપળતા જોઈ હું પ્રસન્ન થયો છું. સત્યવાનના જીવન સિવાય જે માગવું હોય તે સુખેથી માગ.

**સાવિત્રી** : (હાથ જોડી) દેવ, સત્યવાનથી મને સંતાન થાય એ જ મારી વિનંતી છે.

**યમરાજ** : (કાને હાથ દઈ) અરેરે! આ શું માગ્યું? દેવી તારી બુધ્ધિએ મને મહાત કર્યો. દેવનું વચન મિથ્યા ન થાય. તથાસ્તુ.

(અંતર્ધાન થાય છે. શ્રમિત સાવિત્રી અચેતન સત્યવાનના શરીર પર ઢળી પડે છે. સત્યવાન એકદમ ઝબકીને ઊઠે છે. સાવિત્રીને બેહોશ જોઇ શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરે છે. જળાશયમાંથી પાણી લાવી તેના મોં પર છાંટે છે.)

**સત્યવાન** : અરેરે! હું કેવો સ્વાર્થી! બિચારી ઉપવાસથી શ્રમિત થયેલી, તેને આરામ આપવાને બદલે હું જ સૂતો.

## પ્રશ્નો

૧. સત્યવાન કેમ બેભાન અવસ્થામાં પડ્યો હતો?
૨. યમરાજ ત્યાં શા માટે ગયા?
૩. જગતે યમરાજનું કેવું સ્વરૂપ કલ્પ્યું છે? તેમનું ખરેખરું સ્વરૂપ કેવું છે?

૪. સત્યવાનને લઈ જવા બદલ યમરાજે સાવિત્રીને બીજાં કયાં વરદાન આપ્યાં ?

૫. કયી યુક્તિથી આખરે સાવિત્રીએ સત્યવાનને યમરાજના હાથમાંથી બચાવ્યો ?

૬. સાવિત્રીની દલીલોથી તેના કયા ગુણનું આપણને ભાન થાય છે ?

૭. નીચેનાં વાક્યો સમજાવો :—

क. દેવને જેવા કલ્પો તેવા દેખાય.

ख. દેવ ! આ આત્માનાં બાળકો જન્મ્યા પહેલાં જ તેને આપ કચડી નાખશો ?



## પાઠ ૩૧ મો

# નકલી કિલ્લો

**સ્વ. ઝવેરચંદ મેઘાણી**

[ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ અનેક કાવ્યો, નાટકો, વાર્તાઓ લખ્યાં છે. તેમનું ખરું ક્ષેત્ર સંશોધન હતું. કાઠિયાવાડ અને ગુજરાતમાં ફરી તેમણે ભૂંસાઈ જતા લોકસાહિત્યને સંઘરી પુનર્જીવન આપ્યું. આ વાર્તામાં એક હાડો યોદ્ધો કુલાભિમાનની ખાતર પોતાનો જીવ કુરબાન કરે છે. બંગાળીમાંથી સ્વ. મેઘાણીએ અનુવાદ કરેલી 'કુરબાનીની કથાઓ'માંથી આ કથા લીધી છે. ]

"બસ ! બુંદીકોટનો કિલ્લો જ્યાં સુધી હું જમીનદોસ્ત ન કરું ત્યાં સુધી મારે અન્નજળ હરામ છે."

એવી આકરી પ્રતિજ્ઞા એક દિવસે ચિતોડના રાણાએ ભરસભામાં કરી લીધી.

પ્રધાનજી બોલ્યા, "અરે, અરે, મહારાજ ! આ તે કેવી પ્રતિજ્ઞા લીધી ? બુંદીકોટનો નાશ શું સહેલો છે ?"

રાણાજી કહે, "તો પછી મારી પ્રતિજ્ઞાનું પાલન તો સહેલું જ છે ને! રાજપુત્રનું પણ જીવ જતાં સુધી તો મિથ્યા શી રીતે થાય?"

રાણાજીને ઘડીભરનું શૂરાતન તો આવી ગયું ને સોગંદ લેવાઈ ગયા. પણ ધીમે ધીમે ભૂખતરસથી પેટની પાંસળીઓ તૂટવા લાગી.

રાણાજી પ્રધાનને પૂછે છે, "પ્રધાનજી, બુંદીનો કિલ્લો અહીંથી કેટલો દૂર છે?"

"મહારાજ! ત્રણ જોજન દૂર."

"એ કિલ્લાના રક્ષક કોણ?"

"શૂરવીર હાડા રજપૂતો."

"હાડા?" મહારાજનું મોં ફાટી રહ્યું.

"જી પ્રભુ! ચિતોડાધિપતિને તેનો ક્યાં અનુભવ નથી? ખાડા ખસે, મહારાજ, પણ હાડા નહિ ખસે"

"ત્યારે હવે શું કરવું?" રાણાજીને ફિકર થવા લાગી.

મંત્રીના મગજમાં યુક્તિ સૂઝી. તેણે કહ્યું, "મહારાજ, આપણે તો ગમે તેમ કરીને સોગંદ પાળવા છે ને? આજે રાતોરાત માણસો રોકીને હું આપણા ગામ બહાર બુંદીનો નકલી કિલ્લો ખડો કરી દઉં. પછી આપ આવીને તેને પાડી નાખો, એટલે ઉપવાસ છૂટી જશે."

રાણા છાતી ઠોકીને બોલ્યા, "સાબાશ! બરાબર છે!"

રાતોરાત કામ ચાલ્યું. પ્રભાતે તો બુંદીનો નકલી કિલ્લો તૈયાર થયો. રાણાજી સૈન્ય લઈને કિલ્લો સર કરવા ઊપડ્યા.

પરંતુ રાણાજીની હજૂરમાં એક હાડો રજપૂત નોકરી કરતો હતો. તેનું નામ કુંભો. જંગલમાં મૃગયા કરીને તે યોદ્ધો ચાલ્યો આવતો હતો. શરીર ઉપર ધનુષ્યબાણ લટકાવેલાં.

કોઈએ તેને કહ્યું, " બુંદીનો આ નકલી કિલ્લો બનાવીને રાણાજી કિલ્લો તોડવા જાય છે. "

હાડો ભ્રૂકુટિ ચડાવીને બોલ્યો, "શું હું જીવતાં રાણો બુંદીનો નકલી કિલ્લો તોડવા જશે ? હાડાની કીર્તિને કલંક લાગશે. "

"પણ ભાઈ ! તે તો નકલી કિલ્લો ! "

" એટલે શું ? બુંદીના કિલ્લાને નામે રમતો રમી શકાય કે ? "

ત્યાં તો રાણાજી સેનાને લઈને આવી પહોંચ્યા. કુંભોજી તે નકલી કિલ્લાને દરવાજે જઈને ખડો થયો. ધનુષ્ય ઉપર બાણ ચડાવ્યું. દૂરથી રાણાને આવતા દેખીને ગરજી ઊઠયો :

" ખબરદાર, રાણા ! એટલે ઊભા રહેજો. હાડો બેઠો હોય ત્યાં સુધી બુંદીને નામે રમત રમાય નહિ. તે પહેલાં તો હાડાની ભુજાઓ સાથે રમવું પડશે. "

રાણાએ કુંભોજી ઉપર આખી સેના છોડી મૂકી. ભોંય પર બેસી ઘૂંટણ પર થઈને કુંભાએ ધનુષ્ય ખેંચ્યું.

ધનુષ્યમાંથી બાણ છૂટતાં જાય તેમ સેનાના યોદ્ધાઓ એક પછી એક પડતા જાય. કુંભોજી કુંડાળું ફરતો યુદ્ધ કરે છે. આખું સૈન્ય તેના ઉપર તૂટી પડે છે. આખરે વીર કુંભો પડ્યો. નકલી કિલ્લાના સિંહદ્વારની અંદર તેના પ્રાણ રહ્યા ત્યાં સુધી કોઈ પેસી શક્યું નહિ. તેના લોહીથી નકલી બુંદીગઢ પણ પવિત્ર બન્યો.

## પ્રશ્નો

૧. બુંદીકોટનો કિલ્લો કયાં આવ્યો ? ત્યાં કયી જાતના રજપૂતો રાજ્ય કરતા હતા ?

૨. ચિતોડના રાણાએ શી પ્રતિજ્ઞા લીધી ? તે પ્રતિજ્ઞા પાળવી મુશ્કેલ કેમ લાગી ?

૩. પ્રધાને પ્રતિજ્ઞા પૂરી કરવા શો ઉપાય યોજ્યો ?

૪. કુંભોજી હાડાએ નકલી કિલ્લાનો શા માટે અને કેવી રીતે બચાવ કર્યો ?

૫. ચિતોડની ગાદીએ થયેલા બીજા કોઈ શૂરવીર રાણા વિષે તમે વાંચ્યું છે? તેનું નામ શું? તેણે કોના સાથે યુધ્ધ કરેલું?

૬. 'ખાડા ખસે, મહારાજ, પણ હાડા નહિ ખસે'—એટલે શું?



## પાઠ ૩૨ મો

# દિલ્હી

શ્રી. સુદર્શન

[ દિલ્હી એ હિંદનું પાટનગર—આજનુંજ નહિ, સેંકડો અને હજારો વર્ષોનું. એણે અનેક સામ્રાજ્યોના ઉદય અને અસ્ત નિહાળ્યા; અનેક આક્રમણકારોના ઘા ઝીલ્યા. એણે યુધિષ્ઠિરનું ધર્મશાસન માણ્યું અને ધર્માન્ધોના જુલમો પણ સહ્યા. એણે સ્વાતંત્ર્યની પ્રચંડ ખુમારી અનુભવી અને ગુલામીનાં જીવલેણ બંધનો પણ વેઠ્યાં. આવી અનેકરંગી નગરી કાળના વિવિધ આઘાતો સહીને પણ આજે જીવંત રહી છે. એના લાલ કિલ્લા પર આજે નૂતન હિંદનો સ્વતંત્ર રાષ્ટ્રધ્વજ આસાનીથી લહેરી રહ્યો છે. એ શહેરનો ઇતિહાસ તથા ઐતિહાસિક સ્થળોનો પરિચય આ લેખમાં છે.]

આપણો દેશ કેટલો જૂનો છે! આપણી સંસ્કૃતિ કેટલી પ્રાચીન છે! આપણા દેશની રાજધાની દિલ્હી પણ કાંઇ નવી નથી.

દિલ્હી ઘણું પ્રાચીન શહેર છે. એની સરખામણીમાં આવી શકે એવું જૂનું શહેર દુનિયામાં એક પણ નથી. કેટલાએ રાજાઓએ અહીં રાજ્ય કર્યું. અને પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું. રાજાઓ તો નાશ પામ્યા, પરંતુ દિલ્હી આજ સુધી મસ્તક ઊંચું રાખીને ઊભું છે.

દિલ્હીનો ઇતિહાસ લખવો એટલે હિંદનો ઇતિહાસ લખવો. આ શહેર ઓછામાં ઓછું ચાર હજાર વર્ષ જૂનું છે. ચંદ્રવંશી રાજાઓની રાજધાની હસ્તિનાપુર દિલ્હીની પાસે જ હતી.

પરંતુ આ શહેરને સહુથી પહેલાં યુધિષ્ઠિરે વસાવ્યું અને તેનું નામ ઇન્દ્રપ્રસ્થ રાખ્યું. યુધિષ્ઠિર પછી અનેક વંશના રાજાઓએ અહીં રાજ્ય કર્યું. આજથી લગભગ બે હજાર વર્ષ પહેલાં, દિલ્લુ નામનો એક રાજા થઈ ગયો. તેણે હાલના કુતુબમિનાર પાસે એક નવું શહેર વસાવ્યું, અને તેના ઉપરથી આ શહેર દિલ્લીપુર અથવા દિલ્હી કહેવાયું. હિંદુઓનો છેલ્લો રાજા પૃથ્વીરાજ પણ અહીં રાજ્ય કરતો હતો.

પૃથ્વીરાજના હાથમાંથી આ શહેર મુસલમાનો પાસે ગયું. ફિરોજશાહ તઘલખે કુતુબમિનારની પૂર્વ તરફ પાંચ માઈલ દૂર ફિરોજાબાદ નામનું નવું શહેર વસાવ્યું અને ત્યાં રાજધાની રાખી. આ શહેરનાં ખંડિયેર હજી સુધી મોજૂદ છે.

મોગલોના રાજ્યઅમલ દરમ્યાન દિલ્હીની ઘણી ઉન્નતિ થઈ. શાહજહાંએ આ શહેરને યમુનાકિનારે નવી પદ્ધતિએ બંધાવ્યું અને તેનું નામ શાહજહાનાબાદ રાખ્યું. આને જ આજકાલ જૂનું દિલ્હી કહે છે.

જૂના દિલ્હીમાં એક એકથી ચડે એવાં જોવાલાયક સ્થળો છે– લાલ કિલ્લો, શહેરનો કિલ્લો, નહેર, જુમ્મા મસ્જિદ વગેરે. લાલ કિલ્લાનો ઘેરાવો સાડા પાંચ માઈલ છે. શહેરના કિલ્લાને ચાર દરવાજા છે: દિલ્હી દરવાજો, લાહોર દરવાજો, અજમેર દરવાજો અને કાશ્મીર દરવાજો. વચમાં વચમાં બીજા પણ છ દરવાજા છે.

શહેરની વચમાં ચાંદની ચોક આવેલો છે. એ એક માઈલ લાંબો અને ૪૦ ગજ પહોળો છે. પહેલાં યમુના નદી આ રસ્તા વચ્ચે થઇને વહેતી હતી, પરંતુ આ નહેર હવે બંધ કરી દેવામાં આવી છે.

ચાંદની ચોક પાસે જ જુમ્મા મસ્જિદ છે. આ મસ્જિદના બે મિનારા ૧૩૦ ફૂટ ઊંચા છે. આ મસ્જિદ લાલ પથ્થર તથા સંગેમરમર નામના અતિ પ્રખ્યાત સફેદ પથ્થરની બનેલી છે. એના ઉપરથી આખું દિલ્હી તેમજ યમુનાનું દૃશ્ય દેખાય છે.

કિલ્લાની અંદરનું દૃશ્ય જોતાં જોનાર ચકિત થઈ જાય છે. 'દીવાને-આમ'માં સાધારણ લોકોની સભા ભરવામાં આવતી હતી. આની વચમાં દસ ફૂટ ઊંચા સંગેમરમરના સ્તંભ પર બનેલું એક સિંહાસન છે. પાસે જ 'દીવાનેખાસ' અથવા અમીરોનો સભાખંડ છે. અહીં અમીરોની સભા ભરાયા કરતી હતી. એ શુદ્ધ સંગેમરમરનો બનેલો છે. દીવાલ અથવા સ્તંભ પરની કારીગરી જોઈ જોનારને મોંમાં આંગળાં નાખવાં પડે છે. આની જ વચમાં શાહજહાંનું 'મયુરાસન' અથવા 'તખ્તતાઉસ' રાખવામાં આવતું હતું.

'દીવાનેખાસ'ની બાજુમાં જ મોતી મસ્જિદ તેમજ રાજ-મહેલ અને બગીચો છે. આ જોઈને મોગલ રાજ્યકર્તાઓની જાહોજલાલીનો ખ્યાલ આવી શકે છે. આ મહેલ તોડીને, હમણાં તો, સિપાઈઓને રહેવાની જગ્યા બનાવવામાં આવી છે.



કુતુબમિનાર

દિલ્હીથી ૧૧ માઈલ દૂર 'કુતુબમિનાર' છે. દુનિયાના ઊંચા મિનારા-ઓમાં એની ગણત્રી થાય-છે. આની ઊંચાઈ ૨૩૫ ફૂટ છે. પહેલાં આ ૩૦૦ ફૂટ ઊંચો હતો; પરંતુ ધરતીકંપ અને વીજળી પડવાથી ઉપરનો થોડો ભાગ પડી ગયો છે. આ મિનારને પાંચ માળા છે. મિનારનો ઘેરાવો નીચે ૪૭ ફૂટ ૩ ઇંચ તથા ઉપર ૯ ફૂટ છે. મિનાર ઉપર ચઢવા માટે ૩૭૯ પગથિયાં છે.

કુતુબમિનારની પાસે જ અશોકનો બનાવેલો લોહસ્તંભ છે. આ સ્તંભ બે હજાર વર્ષ જૂનો છે અને ૨૫ ફૂટ ઊંચો છે.

મોગલ બાદશાહોની પછી આ શહેર થોડો સમય મરાઠાઓના કબજામાં રહ્યું અને પછી અંગ્રેજોના હાથમાં આવ્યું. શરૂઆતમાં તો અંગ્રેજોની રાજધાની કલકત્તામાં રહી, પરંતુ ઈ. સ. ૧૯૧૧માં ત્યાંથી રાજધાની દિલ્હી ખસેડવામાં આવી.

સાથે સાથે જ 'નવી દિલ્હી' વસાવવાનું શરૂ થયું. 'નવી દિલ્હી' તદ્દન આધુનિક પદ્ધતિ પ્રમાણે બંધાયેલું શહેર છે. ત્યાં પાકી અને પહોળી સડકો છે, બગીચાઓ છે, અને એક એકથી ટપી જાય એવાં સુંદર અને વિશાળ મકાનો છે. આ બધાંમાં 'વાઈસિરૉય ભવન,' મુખ્ય સરકારી કચેરી તથા ધારાસભાનું ગોળ મકાન ખાસ આકર્ષક છે. 'બિરલા મંદિર'માં તો સર્વ ધર્મના યાત્રાળુઓનો અને જિજ્ઞાસુ પ્રવાસીઓનો મેળો જામેલો રહે છે. નવું દિલ્હી દિનપ્રતિદિન વધતું જ જાય છે. થોડાં જ વર્ષમાં દિલ્હી દુનિયાનાં મોટાં મોટાં શહેરો સાથે ટક્કર લેવા લાગશે.



નવી દિલ્હીમાં ધારાસભાનું મકાન

આજ દિલ્હીના લાલ કિલ્લા પર આપણો પ્રિય ત્રિરંગી રાષ્ટ્રધ્વજ દમામથી ફરકી રહ્યો છે !

### પ્રશ્નો

૧. દિલ્હી શહેર કોણે વસાવ્યું ?
૨. કયા કયા રાજકર્તાઓએ એના પર શાસન કર્યું ?
૩. દિલ્હી નામ શા ઉપરથી પડ્યું ?
૪. જૂના દિલ્હીનાં જોવાલાયક સ્થળોનો પરિચય આપો.
૫. નવી દિલ્હીમાં ખાસ જોવાલાયક શું છે?
૬. તમે કદી દિલ્હી ગયા છો? તમારા ગામથી દિલ્હી સુધીની મુસાફરીનું વર્ણન કરો.



પાઠ ૩૩ મો

## કલ્યાણ

શ્રી. ચંદ્રવદન મહેતા

[પોતાના દેશ માટે રાજપાટ, સુખભોગ, વગેરેનો ત્યાગ કરી રણમાં મરનાર વીર યોદ્ધાઓની અનેક વાતો તમે સાંભળી હશે. આજથી લગભગ સાતસો વર્ષ પર હિંદમાં એવો જમાનો હતો, કે દેશપર આફત આવી છે એવી માત્ર જાણ થતાં જ દરેક ઘેરથી નવલોહિયા જુવાન હથિયાર લઈ નીકળી પડતા અને પ્રાણ જાય ત્યાં સુધી સ્વતંત્રતા માટે લડતા. એક વૃદ્ધ માતાનો એકનો એક પુત્ર 'કલ્યાણ' કેવી રીતે યુદ્ધમાં હણાઈ પોતાની દેશભક્તિ દર્શાવે છે તેની કથા આ કાવ્યમાં છે. માતામાં પણ કેટલી દેશદાઝ ઊભરાય છે! તે પોતે જ આ પુત્રને રણભૂમિ પર જવાને ઉત્તેજે છે, અને તેના મૃત્યુના સમાચાર સાંભળતાં દુઃખનો એક હરફ પણ કાઢ્યા સિવાય મૃત્યુ પામે છે. આ સળંગ કાવ્યનો અહીં થોડો ભાગ લીધો છે. શરૂઆતમાં યુદ્ધમાં જવાની તૈયારીનું વર્ણન છે. પાછળના ભાગમાં યુદ્ધ પછીના બનાવોનું વર્ણન છે. શ્રી. ચંદ્રવદન મહેતા આ યુગના અગ્રગણ્ય કવિઓમાંના એક છે. 'ઈલા કાવ્યો' નામે તેમના, ભાઈબહેનના પવિત્ર પ્રેમનાં કાવ્યોના, પુસ્તકમાંથી આ કાવ્ય લીધું છે.]

[ ઇન્દ્રવજ્રા ]

કલ્યાણ નામે અહીંનો સિપાઈ,
જે યુદ્ધમાં એક ગયો હણાઈ;
કેવી હતી અંતર દેશદાઝ,
એનો કહું હું ઈતિહાસ આજ.

એ ટેક ને શૌર્ય તણો જમાનો,
સાંખી શકે વીર ન એક ટાણો;
ના યોગ કે કાળ કંઈ વિચારે,
ને પાર ધાર્યું મનનું ઉતારે.

ખૂણે ખૂણે યુદ્ધનિશાન વાગે,
કુટુંબનો એક સપૂત માગે;
ને એમ અર્પે સહુ સર્વ શક્તિ,
એવી હતી ઉત્તમ દેશભકિત.

કલ્યાણને કેવળ એક માત,
હૈયે હતી એક વિયોગવાત;
કલ્યાણ તો એકલ આશ જેની,
ચિંતા ધરે એ દિનરાત તેની.

'બચ્ચા, ઊઠો!' એમ સિપાઈ–માતા
બોલી ય ડંકા રણના સુણાતાં;
'ને ભાઈ! યુદ્ધે મુજની તું ચિંતા
ર્‌હેજે ન, તારે શિર છે નિયંતા.

'સાચો સિપાઈ નહીં શકિત ઓદ્ધો
જુએ, ઘૂમે એ થઈ વીર જોદ્ધો;
જે મર્દબચ્ચો રણમાં ડગે ના,
પાછો હઠે કે ભયને ગણે ના.

'બેટા, ઊઠો! દેશ સપૂત માગે,
ચૌટે બધે ચોક નિશાને વાગે;
ના ધર્મમાં ઢીલ જરા કરાય,
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય?'

કલ્યાણહૈયે હતી દેશદાઝ,
વ્હાલી હતી એ થકી કુળલાજ;
માતાતણાં વેણ સૂણી ઊઠયો એ,
ને કુળદેવી સ્મરીને નમ્યો એ:

'ઓ પુણ્યશાળી મુજ માતૃભોમ,
એ દાઝ જાગો મુજ રોમરોમ;
હા, દેશ મારો, મુજ દેશભક્તિ,
એ દેશ માટે મુજ સર્વ શક્તિ.'



દેર્યાં પછી ત્યાંહી શકુનથાળ

કલ્યાણ માથે શિરપેચ બાંધે,
ને વૃદ્ધ માતા તલવાર બાંધે;
વેર્યા પછી ત્યાંહી શકુનથાળ,
બાથે લપેટ્યો નિજ એક બાળ.

ને ગ્રામનાકે તહીં પુત્ર માતા
આવી ઊભાં, જ્યાં જયગીત ગાતા
કૈં વીર જેનું રણશૂર ખૂન
સ્વાતંત્ર્યની કેવળ એક ધૂન.

* * *

સૌ યુદ્ધ અંતે પૂરપાટ હાંકે,
ને વૃદ્ધ માતા ગઈ ગ્રામનાકે;
ત્યાં વૃદ્ધ માતા નિજ પુત્ર ધારી,
'કલ્યાણ! કલ્યાણ!' વદે બિચારી.

ને-ને અહો યુદ્ધ જીતી પધારે!
સૌ ગ્રામહૈયાં ઊભરાય ત્યારે;
એ હર્ષઘેલાં સહુ લોક દોડે,
વ્હાલાંતણાં નામ જપાય મોઢે.

ત્યાં સૈન્યનો નાયક બોલ બોલ્યો,
એણે જ પ્હેલો જયભેદ ખોલ્યો:
'કલ્યાણ હીરો રણમાં હણાયો,
પ્હેલો ધસ્યો એ જય તો ગણાયો.'

કલ્યાણ-માતા હતી હર્ષઘેલી,
એણે સુણી'તી જય-વાત પ્હેલી;
એ હર્ષ ને શોક અપાર ટાળ્યો,
કલ્યાણ-પંથે નિજ પંથ વાળ્યો.

કલ્યાણ તો અક્ષય કીર્તિ પામ્યો,
ને આત્મ એનો સ્વરગે વિરામ્યો;
કલ્યાણ-ચોરો અહીં આ ચણાયો,
ને આત્મ એનો સહુમાં વણાયો.

## પ્રશ્નો

૧. કલ્યાણના વખતનો જમાનો કેવો હતો ?
૨. યુદ્ધનિશાન વાગતાં કલ્યાણની માએ કલ્યાણને શું કહ્યું ?
૩. પછી કલ્યાણે શું કર્યું ?
૪. યુદ્ધને અંતે કલ્યાણની માતાને શા સમાચાર મળ્યા ?
૫. સમજાવો:—એ હર્ષ ને શોક અપાર ટાળ્યો.



પાઠ ૩૪ મો

∷

# ખેડૂત સાથે એક દિવસ

∷

[ ખેડૂત 'જગતનો તાત' છે. એ ખેતર ખેડે છે અને અનાજ પકવે છે. એના થકી આપણે જીવીએ છીએ. અહીં એના જીવનના એક દિવસની આછી ઝાંખી કરાવી છે. આપણને અન્ન આપવા તે કેવી જહેમત ઉઠાવે છે ! છતાં એ પોતે બહુ સુખી નથી. ખાસ કરીને તેને શાહુકારના પંજામાંથી મુક્ત કરવો જોઈએ. તે સાથે તેને સ્વચ્છતા અને સુધારાના પાઠ શીખવવા જોઈએ. ]

ચોમાસાની ઋતુ નજીક આવી હોવાથી ખેડૂત વહેલો ઊઠે છે. તેનું ચિત્ત આજ ઠેકાણે નથી. અડધું ખેતર તેણે ખેડી રાખ્યું છે, પણ તેની પાસે બી નથી. રાત્રે દાણાવાળા પાસેથી ઉધાર બી મેળવવા તેણે પ્રયત્ન કર્યો, પણ તેણે ના પાડી હતી, કારણ આગળનો હિસાબ બાકી હતો.

પણ આ વિચારને પડતા મૂકીને તે ઢોરને સાફ કરે છે અને ખવડાવે છે. પછી તે ઘરમાં જઇ ટાઢો ખોરાક ખાય છે. તરત જ ખભાપર હળ નાખી તે ખેતરે જાય છે. તેના બળદને રસ્તાની ઓળખ એટલી બધી છે કે તેને માર્ગમાં ડચકારો પણ નથી કરવો પડતો.

એકવાર ખેડવાનું શરૂ થયું એટલે મધ્યાહ્ન સુધી કામ ચાલે છે. પછી તે રસ્તા ઉપરના છાંયડાવાળા વૃક્ષ નીચે આરામ લેવા બેસે છે. ખેડૂતણ તેના માટે ખાવાનું લાવી હોય છે તે ખાવાની તે તૈયારી કરે છે. કકડીને ભૂખ લાગી હોવાથી એ મોટા મોટા કોળિયા ભરી ખાવા લાગે છે. તે વખતે ખેડૂતણને થાય છે કે એકાદ રોટલો કે થોડો ભાત વધારે લાવી હોત તો કેવું સારું! પણ તેટલું લાવે કયાંથી? છોકરાંને ભૂખ્યાં તો ન રખાય! પોતે પણ ભૂખ સંતોષાય તેટલું જ ખાધું હતું.

ખેડૂત ખાઈ લે એટલે ખેડૂતણ તેને કહે છે, "તમે એકાદ નોકર રાખી લો ને. હમણાં તમે બહુ કામ કરો છો. કેટલા બધા થાકી ગયા છો!"

ખેડૂત જવાબ આપે છે, "આપણે વધારે જમીન ખરીદશું અને સારા દિવસ આવશે ત્યારે નોકર રાખશું." "તમે તો દર વખત આમ જ કહો છો," એમ કહીને ખેડૂતણ નિઃશ્વાસ મૂકે છેઃ "કોણ જાણે ક્યારે સારા દિવસ આવશે?"

અડધોએક કલાક આડો વાંસો કરી તે પાછો કામે વળગે છે. તે કામ કરે છે ત્યારે ખેડૂતણ ઢોર માટે નાનું નાનું ઘાસ કાપે છે, અને રાંધવા માટે સૂકાં પાન અને ડાંખળીઓ ભેળાં કરે છે.

સાંજે તેઓ ઘેર આવે છે. જ્યારે ખેડૂત બળદને કોઢમાં ખવડાવવા લઈ જાય છે ત્યારે તેને ખબર પડે છે કે તેની એક ગાય પાછી ફરી નથી. ગાયો ચરાવતી વખતે તેમના ઉપર બરાબર નજર ન રાખવા માટે તે તેના દીકરાને ધમકાવે છે, અને પછી તેને મારવા લાગે છે. તેજ સમયે ત્યાંથી શિક્ષક પસાર થાય છે અને મારવાનું કારણ પૂછે છે. ખેડૂતને સમજાવતાં તે કહે છે, "બચ્ચું છે; એટલી સંભાળ શી રીતે રાખે? તેને નિશાળે મોકલો ને. થોડું લખતાં વાંચતાં શીખશે." ખેડૂત તરત જ જવાબ આપે છે, "તમે તેને ખેતર ખેડતાં શીખવશો? બી વાવતાં શીખવશો? ડૂંડાં કાંપતાં શીખવશો? મારે તેને સાહેબ બનાવવો નથી; એ મારા જેવો ખેડૂત થાય એટલે બસ." શિક્ષક એને શો જવાબ આપે? એમને પણ થાય છે કે કદાચ ખેડૂતનું કહેવું ખરું હોય.

પછી ખેડૂત ઢોરની માવજત કરે છે. એ કામ પતાવી લે છે ત્યાં ગામનો મુખી મહેસૂલના પૈસા લેવા આવી પહોંચે છે. તેની પાસે પૈસા હોય તો આપે ના! આથી બન્ને વચ્ચે બોલાચાલી થાય છે, અને આખરે મુખી તેને જેલની ધમકી આપી ચાલ્યો જાય છે.

પછી તે આરામ લેવા બેસે છે અને બીડી સળગાવે છે. બીડી પીતાં પીતાં તેને વિચિત્ર વિચારો આવે છે: "આ જમીનનો માલિક કંઈ કામ કરતો નથી અને છતાં ઊપજનો મોટો ભાગ લઈ જાય છે. અને આ ગામનો શાહુકાર! તેની પાસેથી જાત્રાએ જવા માટે મેં સો રૂપિયા વ્યાજે લીધા. સાત વરસથી વ્યાજ ભરું છું તો યે કરજ તો ઊભું જ છે. એને મફતનું વ્યાજ

મળે છે, છતાં હવે પછી વ્યાજ ન ભરવાનું એ થોડું જ કહેવાનો હતો ?"

આમ તે વિચારમાં મશગૂલ હોય છે ત્યાં રસોઈ તૈયાર થાય છે અને ખેડૂતણ તેને જમવા બોલાવે છે. દિલગીરીભર્યા વિચારોને પડતા મેલી તે જમી લે છે. જમ્યા પછી ફળિયામાં ખાટલો ઢાળી એ બેસે છે. ત્યાં તેને હવા ઠંડી થતી લાગે છે. તેને ડર લાગે છે કે વરસાદ વહેલો આવશે તો વાવેલાં બી તણાઈ જશે. તે મેઘરાજાથી બહુ જ ગભરાય છે. વરસાદ વહેલો આવે તો પીડા અને મોડો આવે તો પણ પીડા; ઓછો આવે તો પીડા અને વધારે આવે તો પણ પીડા.

ત્યાં તો ખેડૂતણ બહાર આવે છે અને તેના વિચારોમાં ભંગ પડે છે. તે દીકરીના લગ્નની વાત કાઢે છે. ખેડૂત કહે છે, "ઓણ તો નહિ બને; માથે કેટલું કરજ ઊભું છે ?" "તમારું કરજ ક્યારે ખૂટે છે ? દીકરીને કંઈ જન્મારો કુંવારી રાખશું ?" ખેડૂતણ પૂછે છે. આથી ખેડૂત જરા તપી જાય છે અને તેનું અપમાન કરે છે. ખેડૂતણની આંખમાં આંસુ ભરાઈ આવે છે અને તે ઘરમાં ચાલી જાય છે.

છતાં ખેડૂતના જીવનમાં આનંદના દિવસો પણ આવે છે. જ્યારે તેના ખેતરમાં સારો પાક થાય છે ત્યારે તે ખુશખુશ થઈ જાય છે. ઘરનાં માણસો તેમજ પડોશીઓની મદદથી તે પાક લણે છે ત્યારે તેની ચિંતા ક્યાંય અદૃશ્ય થઈ જાય છે, અને તે ગીત ગાવા લાગે છે.

પછી મેળા, ઉત્સવ, લગ્નોની અને બીજા મંગળ પ્રસંગોની ઋતુ આવે છે. આવા પ્રસંગોએ બધાં સારામાં સારાં કપડાં પહેરે છે. તેમનાં ઘરેણાં કાંસા કે પિત્તળનાં હોય છે; કારણ સોનું અને રૂપું

અનાજ ખરીદવામાં અને કરજ ભરવામાં ક્યારનું ચવાઈ ગયું હોય છે. મેળામાં ખૂબ મજા પડે છે. ત્યાં ઢોરનું પ્રદર્શન હોય છે, કુસ્તીની હરીફાઈ થાય છે, લોકગીતો ગવાય છે અને રામલીલા ભજવાય છે. સ્ત્રીઓ માટે માળા તથા બંગડીઓ ખરીદાય છે અને બાળકો માટે મીઠાઈ ખરીદાય છે.

આમ હિંદના ખેડૂતનું જીવન મહેનત અને વ્યથાથી ભરેલું છે, છતાં તેમાં કોઈકોઈ વાર સુખના ચમકારા આવી જાય છે.

## પ્રશ્નો

૧. ખેડૂતને દાણાવાળાએ બી શા માટે ન આપ્યાં?
૨. ખેડૂતને પેટપૂરતું ખાવા પણ નથી મળતું એ દર્શાવવા કયું વાક્ય વપરાયું છે?
૩. ખેડૂત પોતાના પુત્રને કેવું શિક્ષણ આપવા માગે છે?
૪. ગામનો મુખી ખેડૂત પાસે શા માટે જાય છે? તે શી ધમકી આપે છે?
૫. ગામના શાહુકાર સંબંધી ખેડૂત શો વિચાર કરે છે?
૬. વરસાદ ખેડૂતને શી રીતે ત્રાસદાયક થઇ પડે છે?
૭. ખેડૂતના જીવનમાં ક્યારે આનંદ આવે છે?
૮. નીચેના શબ્દોની સાચી જોડણી લખો:—
ઊધાર, હીસાબ, ખેડુત, ભુખ, કોળીઓ, શીક્ષક, વિચીત્ર, શિખવવું, મહેસુલ, મશગુલ, દીલગિર, હરિફાઈ.



## પાઠ ૩૫ મો

::

# બે તાવની વાત

::

સ્વ. મટુભાઇ હ. કાંટાવાળા

[તાવ કોને ન આવે ? શેઠને આવે, ગરીબને પણ આવે. અહીં બે તાવની વાત છે. તેમાંનો એક શેઠનો તાવ, અને બીજો ગરીબનો. શેઠને બધી સગવડ એટલે પોતાનું નાજુકપણું બતાવે. જાતજાતની દવાઓ આવે, ડૉકટરો તપાસે, નર્સો સારવાર કરે. પણ ગરીબને? તે કામ ન કરે તો ખાય કયાંથી ?

એટલે ગરીબનો તાવ ગરીબથી કંટાળે અને વહેલો નાસે. શેઠને ત્યાં તો એશઆરામ, એટલે બધા તાવને ત્યાં રહેવાની મરજી થાય.

આ વાર્તાના લેખક સ્વ. કાંટાવાળા 'સાહિત્ય' નામના માસિકના તંત્રી હતા. તેમણે એ માસિક દ્વારા ગુજરાતી સાહિત્યની ખૂબ સેવા કરી છે. 'વીતક વાતો' નામના તેમના પુસ્તકમાંથી આ વાર્તા લીધી છે. તેમના પિતાએ પણ અનેક વાર્તાઓ લખી છે, અને જૂના ગુજરાતી સાહિત્યનું સંશોધન કરી ગુજરાતની મહાન સેવા કરી છે. ]

આજે હું બે તાવની વાત કહેવાનો છું. એમ ન ધારતા કે તાવ બે પ્રકારના છે. તાવની બહુ જાત છે. એકાંતરિયો, તરિયો, ચોથિયો, કાળા આજાર, ઈન્ફ્લુએન્ઝા, વિષમ જ્વર, ટાઢિયો, ઝેરી, ગાંઠિયો, વગેરે વગેરે ગણતાં થાકી જવાય એટલી જાતના તાવ છે. વળી એમ ન ધારતા કે એમાંના કોઈ બે તાવ વિષે હું અહીં નિબંધ લખું છું. માત્ર બે વિચિત્ર તાવની વાત કહેવા હું બેઠો છું.

એ વાતને આજે પચીસ વરસ થઈ ગયાં. હું હજી નાનો હતો. મને આંગળીએ ફોલ્લી થઈ હતી; તેની વેદના ભારે હતી. નિશાળે જવાનું માંડી વાળી હું રડવા બેઠો. એટલામાં મારી બા આવી. તેણે કહ્યું: "ભાઈ, રડ નહિ. ફોલ્લીથી તે એમ કેટલી પીડા થાય ?" મેં કહ્યું, "હા, જેને થઈ હોય તેને ખબર પડે."

એ વખતે તો તે કંઈ બોલી નહિ. રાતે મારી બાને તાવ આવ્યો. તાવભરી બીજી સવારે પરોઢિયામાં ચાર વાગે ઊઠી કામે લાગી. મેં શિખામણ આપી, "બા, સૂઈ જા, તાવ વધી જશે." મારું કહેવું તેણે ગણકાર્યું નહિ. બપોરે તે કામથી પરવારી ત્યારે તેનો તાવ ઊતરી ગયો હતો.

રાતે વાળુથી પરવાર્યા પછી મેં બાને કહ્યું, "બા, કંઈ વાત કહે." તેણે કહ્યું, "ભાઈ, તેં ઠીક સંભાર્યું. આવ, હું તને આજે એ તાવની વાત કહું, તે સાંભળ."

બે તાવ હતા; બંને ચારો ચરવા પૃથ્વીલોકમાં ઊતરી પડ્યા. એક ગયો એક શેઠને ઘેર, ને બીજો ગયો એક ખેડૂતને ઘેર.

શેઠને ઘેર ખુદ શેઠને તાવ આવ્યો. પછી પૂછવું શું? પહેલાં વૈદ્ય આવ્યો ને નાડીપરીક્ષા થઈ. પછી દાક્તર આવ્યો ને મિનિટે મિનિટે તાવ મપાતો ગયો. તેની નોંધ ને ચડઊતર ડિગ્રીનો નકશો લખાતો ગયો. તાવ વધતો ગયો. ત્રણ ચાર દાકતરોની કમિટી થઈ. નર્સો આવી રાતદિવસ ખડી થઇ રહી. દવાની શીશીઓનો પાર ન મળે. માથે બરફની કોથળી મુકાઇ. દૂધ, બરફ, સોડા હાજર રખાયાં. મુંબઈથી તારથી નારંગી, દરાખ મંગાવાયાં. આખું કુટુંબ રોજકામ વીસરી જઇ શેઠને ઝલાંઝલાં કરવા લાગ્યું. શેઠનો તાવ ઊતર્યો નહિ. મુંબઇના દાકતરને માટે તાર કર્યો. ગાડીઓ, મોટરોએ દોડાદોડ કરી મૂકી.

ગરીબ બિચારા ખેડૂતને ઠંડીને ટાઢ ચડી ને જોતજોતાંમાં આખું શરીર ઊનું થઇ ગયું. સવારમાં ઊઠ્યો ત્યારે મોંમાંથી, આંખમાંથી ને નાકમાંથી ઊની વરાળ નીકળતી હતી અને શરીર ધ્રૂજતું હતું. તેની બૈરીએ ખબર પૂછી, હાથ અડાડી શરીર જોયું. ખેડૂતે કહ્યું, કે 'થોડો તાવ છે. હું ખેતરમાં જાઉં છું. તું ખાવાનું

લઈને આવજે.' ખેડૂત ઉતાવળે ગામ બહાર સીમમાં ગયો. ભાગોળથી ગાઉ દૂર તેનું ખેતર હતું. હળ લઈ આખું ખેતર ખેડી નાખ્યું. બાર વાગે તેની બૈરી છાશ ને ભડકું લઇ આવી, એ તેણે ધરાઇને ખાધું. પછી વરસાદ આવ્યો. વરસાદમાં જ વાવણી કરી સમાર દેવાનું કામ કર્યું. મોડી સાંજે ઘાસનો ભારો લઇને ઘેર પહોંચતાં આખે શરીરે પરસેવાના ઝેબેઝેબ નીકળ્યા. ગરમ પાણીએ જરા નાહ્યો ને ખીચડી ખાધી. સૂતી વખતે તેનું શરીર હલકું ફૂલ જેવું થયેલું, ને તાવનું નામનિશાન ન મળે.

એ રાતે શેઠનો ને ખેડૂતનો એ બંને તાવ એકઠા થયા. શેઠનો તાવ કહે, "મને તો બહુ સુખ છે. દાકતરો ને નર્સોની હાર, બરફના ઢગલા, પાર વિનાનું દૂધ, ફળના કંડિયા, મારા સુખમાં કાંઇ બાકી નથી." ખેડૂતનો તાવ કહે, "ભાઇ, મને તો બહુ દુઃખ છે. ખેતરમાં કામ કરી મારો દમ નીકળી ગયો. શ્વાસ ખાવાનો પણ વખત ન મળે. ખાવામાં ભડકું ને છાશ. દવાનું નામ નહિ." શેઠના તાવે કહ્યું, "એમ છે, તો તું ચાલ મારી સાથે શેઠને ઘેર, ત્યાં તને મજા પડશે." બીજે દહાડે સવારમાં શેઠના તાવનું જોર વધ્યું. એકને બદલે બે તાવ ભેગા થયા. તેની સાથે દાકતરોનું જોર વધ્યું. શેઠને ઘડીપળ થઇ રહી. બંને તાવ હરખાયા. થઇ રહ્યું. શેઠ બિચારા મરી ગયા. બંને તાવને મનમાન્યો ભોગ મળ્યો.

એટલું કહી મારી બા ચૂપ રહી. મેં પૂછ્યું, "બા, પછી ?" બાએ કહ્યું, "પછી શું ? મોટાના મંદવાડ જ એવા હોય."

મને મારી ફોલ્લી સાંભરી; સાથે બાનો તાવ પણ યાદ આવ્યો. મને ખોટું લાગશે એવું જાણીને કે અમસ્તું પણ બાએ છેવટે કહ્યું, "ભાઇ, શેઠ કાંઈ ઢોંગ નહોતા કરતા; પણ હાથે કરીને નાજુકપણું વહોરી લેવામાં રોગના ભોગ થઇ જવાય છે, તેની પૈસાદાર અને

મોજશોખમાં રહેનાર લોકોને ખબર હોતી નથી. તેમને મળતી સગવડોનો હજારમો ભાગ પણ ગરીબોને મળતો નથી. છતાં ઇશ્વર ગરીબોનો બેલી થાય છે, ને રોગ તેમનાથી નાસતા ફરે છે."

હવે જ્યારે જ્યારે હું માંદો પડું છું, ત્યારે 'મોટાના મંદવાડ' એ બાના શબ્દ મારા કાનમાં અથડાય છે, અને બાની આશિષથી અગર બે તાવની વાત યાદ આવતાં જ મારો મંદવાડ વગર દવાએ જતો રહે છે.

## પ્રશ્નો

૧. તાવ કેટલી જાતના હોય છે? તાવના જેટલા પ્રકાર આવડતા હોય તેટલા ગણાવો.

૨. શેઠને તાવ આવ્યો ત્યારે કયા ઉપચારો કરાયા?

૩. ખેડૂતે પોતાનો તાવ કેવી રીતે ઉતાર્યો? એ તાવ એકદમ કેમ નાસી ગયો?

૪. શેઠને તાવ ઊતર્યો કે નહિ? આખરે શેઠની શી સ્થિતિ થઈ?

૫. સહેજ નાની જેવી બાબતમાં ઘણાને મોટી ફરિયાદ કરવાની ટેવ પડેલી હોય છે. એ ટેવ સારી કે ખરાબ?

૬. શેઠનો તાવ અને ખેડૂતનો તાવ એ બે જુદા કે એક જ?

૭. સમજાવો :—
હાથે કરીને નાજુકપણું વહોરી લેવામાં રોગના ભોગ થઈ જવાય છે.

૮. નીચેના ફકરાની જોડણી સુધારો :—
ગરિબ બિચારા ખેડૂતને ઠઠડીને ટાઢ ચડી, ને જોતજોતામાં આખું શરિર ઉનું થઈ ગયું. સવારમાં ઉઠયો ત્યારે મોમાંથી, આંખમાંથી ને નાકમાંથી ઉની વરાળ નિકળતી હતી અને શરિર ધ્રજતું હતું.



પાઠ ૩૬ મો

# રામબાણ

### ધનો ભગત

[આ કાવ્ય આપણા પ્રાચીન કવિનું લખેલું છે. તે ખુબ લોકપ્રિય થયું છે. ઇશ્વરની ભક્તિની લગની જેને લાગી હોય તેને જ તેની સમજ પડે છે, એમ કવિ કહેવા માગે છે. પછી એવી લગની કયા કયા ભકતોને લાગી હતી તેમનાં નામ કવિ આપે છે. એ ભકતો સંબંધી તમે જાણતા તો હશો જ. ન જાણતા હો તો જરૂર એમને અંગની હકીકત મેળવજો.]

(રાગ ધનાશ્રી - તીન તાલ)

રામબાણ વાગ્યાં હોય તે જાણે (૨) ધ્રુવ.
ધ્રુવને વાગ્યાં, પ્રહ્‌લાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદવચન પરમાણે. ૧.
મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે,
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્રપત્ની બેઉ તાણે. ૨.
બાઇ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડગ લઇ તાણે.
ઝેરના પ્યાલા ગિરિધરલાલે, અમૃત કર્યા એવે ટાણે. ૩.
નરસિંહ મહેતાની હૂંડી સિકારી, ખેપ કરી ખરે ટાણે.
અનેક ભક્તોને એણે ઉગાર્યા, ધનો ભગત ઉર આણે ૪.

### પ્રશ્નો

૧. આ કાવ્યમાં કવિ શું કહેવા માગે છે?
૨. ઇશ્વરે કયા કયા ભકતોને મદદ કરી?
૩. ધ્રુવ કે પ્રહ્‌લાદ સંબંધી તમે જાણતા હો તે લખો.
૪. જૂના જમાનામાં લોકો કાશીએ જઇને કરવતા શા માટે મુકાવતા?
૫. નીચેના શબ્દોના અર્થ શોધી કાઢો:—ખડગ, હૂંડી, ખેપ.



પાઠ ૩૭ મો

# ઝાંસીની રાણી–લક્ષ્મીબાઈ

[જેનું નામ આજે દરેક હિંદીને મોઢે રમી રહ્યું છે, જેની વીરતાભરી કથા સાંભળતાં આપણે રોમાંચ અનુભવીએ છીએ, જેણે આપણાં આઝાદીનાં યુદ્ધોમાં આપણને સદા પ્રેરણા આપી છે એવી ઝાંસીની અદ્ભુત શૂરી રાણી લક્ષ્મીબાઈનું જીવનવૃત્તાંત આ પાઠમાં આલેખ્યું છે.

આપણો દેશ આજે આઝાદ બન્યો છે, પરંતુ એ આઝાદી લક્ષ્મીબાઈ જેવાં અનેક સ્ત્રીપુરુષોનાં બલિદાનોમાંથી પ્રકટી છે. એ આઝાદીને ટકાવવા માટે તો એથી પણ વધુ વીરતા અને હિંમતની જરૂર છે. આપણે દરેકે લક્ષ્મીબાઈના ગુણો જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ.]

લગભગ બે સૈકાની અંગ્રેજી હકુમત સામે હિંદે ખેડેલાં યુદ્ધોમાંનું પહેલું યુદ્ધ તે ઇ. સ. ૧૮૫૭ નું. અંગ્રેજ ઇતિહાસકારોએ એને 'સત્તાવનના સિપાઇઓના બળવા' તરીકે ઓળખાવ્યું છે. ખરેખર તો એ હિંદમાં પ્રકટતી રાષ્ટ્રીયતાનું પ્રથમ દર્શન હતું. એ બળવામાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

લક્ષ્મીબાઈનો જન્મ મોરોપંત તાંબે નામના બ્રાહ્મણને ત્યાં ઇ. સ. ૧૮૩૫ માં થયો. એ શરીરે અત્યંત ગોરી હતી અને એનાં અંગો સપ્રમાણ અને આકર્ષક હોવાથી ખૂબ સુંદર લાગતી. એ ફક્ત ચાર વર્ષની હતી ત્યાં તો એની માતા મૃત્યુ પામી. આથી નાનપણથી એ પુરુષોના સહવાસમાં આવવા લાગી અને એનામાં પુરુષોચિત ગુણો વધવા લાગ્યા. કોઇની પાસે એ લખતાં–વાંચતાં શીખતી, કોઈ એને ઘોડે બેસતાં શીખવતું, તો કોઈ હાથી પર બેસાડી ફેરવતું. એ નિત્ય કવાયત કરતી, બાણ વડે નિશાન તાકતી, તલવારના અટ્ટાપટા ખેલતી અને બંદૂક પણ વાપરતી. આવી

રીતે સર્વની લાડકી બનેલી આ મનમોહક કન્યાને બધા 'છબીલી' કહી બોલાવતા.

ઝાંસીના મહારાજા ગંગાધરરાવ સાથે એનાં લગ્ન થયાં. પણ તેનું સૌભાગ્યસુખ લાંબું ટક્યું નહિ. માત્ર અઢાર વર્ષની વયે જ એ વિધવા બની. એક સગીર છોકરાને દત્તક લઈ એ રાજ્યકારભાર ચલાવવા લાગી.

પરંતુ સામ્રાજ્ય વિસ્તારવાની લાલસા ધરાવનાર અંગ્રેજ સત્તાને આ રુચ્યું નહિ. તે સમયના વાઈસરૉય ડેલહાઉઝીએ તેના દત્તક પુત્રને અમાન્ય કર્યો અને ઝાંસી ખાલસા કરવાનો હુકમ કર્યો.

પોતાને થયેલા આ હડહડતા અન્યાય સામે દાદ મેળવવા લક્ષ્મીબાઈએ અરજીઓ કરી અને ઘણાં ફાંફાં માર્યાં, પણ કાંઈ વળ્યું નહિ. આથી એના હૃદયમાં વૈરનો અગ્નિ ધૂંધવાવા લાગ્યો, અને એને પ્રકટ થવાનો મોકો પણ થોડા સમયમાં જ મળી ગયો. ૧૮૫૭ ના મે મહિનાની દસમી તારીખે મિરતમાં હિંદી સૈન્યના સિપાઈઓએ બળવો કર્યો. આ પછી સમસ્ત દેશમાં ક્રાંતિનો જે દાવાનળ ફાટી નીકળ્યો એની જ્વાલા ઝાંસીમાં પણ ફેલાઇ. જૂનની ચોથીએ ઝાંસી ઊઠયું. ઝાંસીનગરનો કિલ્લો બળવાખોરોએ કબજે લઈ લીધો. અંગ્રેજ બહાદુરો બીજા કિલ્લામાં ભરાઈ બેઠા. ત્રણ દિવસ પછી બીજો હલ્લો થયો અને એ કિલ્લાનો પણ કબજો લેવાયો. અંગ્રેજ બહાદુરો કેદ પકડાયા. ગઢ ઉપરથી અંગ્રેજી યુનિયન જેક ઊખડી ગયો અને આઝાદીનો લીલો ઝંડો ફરકતો થયો. પ્રતાપ અને પ્રભાવની જીવતી પ્રતિમા જેવી બાવીસ વર્ષની જુવાન લક્ષ્મીબાઈ શસ્ત્ર સજીને હાથી પર બેસી નગરમાં પ્રવેશી. ઝાંસીની જનતાએ પોતાની માનીતી રાણીનું સ્વાગત કર્યું અને તેને મહારાણીપદે સ્થાપી.

આ શૂરી રાણીએ રાજ્યકારભાર ચલાવવામાં પણ ખૂબ કુશળતા અને કુનેહ દાખવ્યાં. એણે જાતે રસ લઈને રાજતંત્રમાં ઘણા સુધારા કર્યા. ન્યાય આપવામાં એ તટસ્થ હતી, દાન કરવામાં ઉદાર હતી અને ધર્મમાં અત્યંત નિષ્ઠાવાળી હતી. એનો અમલ ફક્ત દસ મહિના જ ચાલ્યો; પણ એ દરમ્યાન અંગ્રેજોના હાથ નીચે કચડાયેલી પ્રજાએ સ્વતંત્રતાનો અને ન્યાયી રાજકારભારનો આસ્વાદ ચાખ્યો.

૧૮૫૮ ની વીસમી માર્ચે એક જંગી કસાયેલું અંગ્રેજી લશ્કર ઝાંસીને સીમાડે આવીને અટક્યું. કિલ્લા સામે તોપો મંડાઈ અને શહેરમાં ગોળાઓ પડવા શરૂ થયા. પ્રજામાં હાહાકાર વ્યાપ્યો. આ સમયે રાણીએ પુરુષવેશ ધારણ કરીને જાતે સેનાપતિપદ લીધું અને કિલ્લાનું રક્ષણ ભારે બહાદુરીથી કર્યું. અંગ્રેજી સૈન્યની સરખામણીમાં એના સૈનિકોની સંખ્યા ઘણી ઓછી હતી; વળી તેમનો મોટો ભાગ બિનકેળવાયેલ હતો. દારુગોળો, તોપો, બંદૂકો વગેરે શસ્ત્રસરંજામ પણ ઘણો મર્યાદિત હતો. છતાં રાતદિવસની પરવા કર્યા સિવાય સર્વ સ્થળે વીજળીની ચપળતાથી ઘૂમતી, સૈનિકોને પ્રોત્સાહન અને પ્રજાજનોને આશ્વાસન આપતી આ રણચંડીએ અગિયાર દિવસ સુધી બહાદુરી અને કુશળતાથી શહેરનો બચાવ કર્યો. આખરે કોઇ દેશદ્રોહીએ શત્રુને કિલ્લામાં પ્રવેશવાનો ગુપ્ત માર્ગ બતાવી દીધો અને અંગ્રેજી લશ્કર શહેરમાં દાખલ થયું. એણે કારમી કતલ ચલાવી. પાંચ વર્ષની ઉપરના અને એંશી વર્ષની અંદરના સર્વ પુરુષોને ગોળીથી કે તલવારથી ઠાર કરવામાં આવ્યા. શહેરના સમૃદ્ધ વિસ્તારોને આગથી જલાવી દેવામાં આવ્યા.

આ વિકટ પરિસ્થિતિમાં પણ લક્ષ્મીબાઇએ પોતાનું ધૈર્ય ગુમાવ્યું નહિ કે દુશ્મનને નમતું આપ્યું નહિ. ફક્ત બારસો ચુનંદા સવારોને તેણે સાથે લીધા અને પોતે એક કીમતી તેજીલા



રણાંગણે ઝાંસીની રાણી

શ્વેત અશ્વ ઉપર સવાર થઈ. પાયજામો, બૂટ, મોજાં, ફેંટો વગેરે પુરુષવેશ ધારણ કર્યો. બખ્તર પહેરી લીધું. કમરમાં કટારી ખોસી અને બગલમાં તલવાર લઈ લીધી. રેશમી કોરના ધોતિયાથી પોતાના બાર વર્ષના દત્તક પુત્રને પીઠે બાંધ્યો અને કિલ્લાને વીંટળાયેલી અંગ્રેજ સેનાના મહાસાગરને વીંધીને એ સ્વતંત્રતાની દેવી આરપાર ચાલી ગઇ. અંગ્રેજોએ તોપો ચલાવી, બંદૂકો છોડી; પણ ન કોઈ એને અટકાવી શક્યું કે ન કોઈ પકડી શક્યું.

આમ મૃત્યુના મુખમાંથી નીકળીને રાણી કાલપી પહોંચી. પણ થોડાક દિવસમાં જ અંગ્રેજી સેના એ કિલ્લા ઉપર ત્રાટકી. રાણીએ પોતાની નાનકડી ફોજ દ્રઢતાથી દુશ્મન સામે ખડી કરી. અને સેનાના મોખરા પર રહી રાણી ઝઝૂમવા લાગી.

જ્યારે વિજયની કોઇ આશા ન રહી ત્યારે સમુદ્રનાં ઘૂઘવતા મોજાંની માફક ચારે બાજુ પથરાયેલી સેનામાંથી પણ માર્ગ કાઢીને રાણી પોતાના દત્તક પુત્રને પીઠે બાંધીને છટકી. દુશ્મનો તેની પાછળ પડ્યા. લક્ષ્મીને પકડવી એ વીજળીને પકડવા બરાબર હતું. પણ નસીબ બે ડગલાં આગળ જ હતું ! રસ્તામાં એક પાણીનો વોંકળો આવ્યો અને ઘણો પ્રયત્ન કરવા છતાં નવા ઘોડાએ એ કૂદવાની ના પાડી. ત્યાં તો દુશ્મનો આવી પહોંચ્યા અને ફરી રાણી દુશ્મનોથી ઘેરાઇ ગઈ. ચતુર રાણી સમજી ગઇ કે આ હવે છેવટની પળ છે. છતાં એણે દુર્ગાની માફક તલવાર ચલાવી, અને શત્રુઓના સૈનિકોનાં ડોકાં ધડ ધડ જમીન પર ઢળવા લાગ્યાં. આવું અદ્‌ભુત પરાક્રમ જોઇ અંગ્રેજ સેનાપતિઓ પણ મોઢામાં આગળાં ઘાલી ગયા ! અચાનક રાણીને માથે એક ઘા થયો, ને બીજો છાતી પર. આંખ બહાર નીકળી પડી અને લોહી પૂર ઝડપથી વહેવા લાગ્યું. છતાં પણ કાળની જીભ જેવી રાણીની તલવાર હજુ ચમકતી જ રહી. એવી બેહોશ અવસ્થામાં પણ પોતાને ઘા કરનારને રાણીએ કાપી નાખ્યો.

એના શરીર ઉપર મોટા ઘા પડ્યા હતા. તેમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. શકિત ક્ષીણ થતી જતી હતી. થોડી જ ક્ષણોમાં એ પ્રચંડ શૂરી નારી જમીન પર ઢળી પડી.

'झांसीवाली रानी' ચાલી ગઇ. પણ સ્વતંત્રતાના જંગમાં એણે બતાવેલ અપૂર્વ શૂરાતન, અપ્રતિમ રણકૌશલ અને અડગ ધીરતા ભારતવાસીઓનાં હૈયાંમાં સદાકાળને માટે જડાઇ ગયાં.

## પ્રશ્નો

૧. ઝાંસી શહેર કયાં આવ્યું ? હિંદુસ્તાનના નકશામાં તે બતાવો.
૨. ૧૮૫૭નો બળવો શા માટે થયો ? એ બળવાના સરદારો કોણ હતા ? એનું છેવટનું પરિણામ શું આવ્યું ?

૩. લક્ષ્મીબાઇએ નાનપણમાં કેવું શિક્ષણ લીધું ?
૪. અંગ્રેજો સાથે દુશ્મનાવટ થવાનું કારણ શું ?
૫. ૧૮૫૭ના બળવામાં લક્ષ્મીબાઈએ શો ભાગ ભજવ્યો ?
૬. લક્ષ્મીબાઈએ ખેડેલ જંગોનું બયાન આપો.
૭. લક્ષ્મીબાઈ શું કેવળ પોતાનું રાજ્ય લેવા માટે લડી કે હિંદની સ્વતંત્રતા માટે લડી ?
૮. લક્ષ્મીબાઇના કયા ગુણો તમારું ખાસ ધ્યાન ખેંચે છે ?
૯. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી તેમને વાક્યમાં વાપરી બતાવો—કારી ઘા લાગવો, ફાંફાં મારવાં, હાહાકાર વ્યાપવો, બે ડગલાં આગળ હોવું, મોઢામાં આંગળાં ઘાલવાં.



## પાઠ ૩૮ મો

## તાજમહાલ

શ્રી. શારદાપ્રસાદ વર્મા

[અંગ્રેજ લોકો આપણા ઉપર રાજ કરતા થયા તે પહેલાં હિંદુસ્તાનમાં મોગલ બાદશાહો રાજ કરતા. તેમાંનો શાહજહાં ઘણો જ કલાપ્રેમી હતો. પોતાની બેગમ મુમતાજમહાલના સ્મરણાર્થે તેણે એક બેનમૂન કબર ચણાવી. તેનું નામ તાજમહાલ. તાજમહાલ એટલે આપણી કારીગરીની કુશળતાનો નમુનો, આપણી ભૂતકાળની જાહોજલાલીનું ચિહ્ન. જેના દર્શને દૂરદૂરના દેશના લોકો આવે છે એ ભવ્ય ઈમારતનો ઇતિહાસ અને તેનું વર્ણન શ્રી. શારદાપ્રસાદ વર્મા આ પાઠમાં કરે છે. ]



તાજમહાલ

એક કબર છે. પણ શી તેની કારીગરી ! શી તેના પરની કળા ! બસ અદ્‌ભુત ! જાણે મોતીથી જ કોરેલી. દુનિયાંની સાત અજાયબીઓમાંની એક.

આકાશેથી ઉતારી તારાની ઘડી હોય એવી તે દૂરથી દેખાય છે. બગીચામાંથી ડોકિયાં કરતું ડોલર જાણે.

તેની એક વાર્તા છે. એટલી જ અદ્‌ભુત.

જહાંગીર નામે એક બાદશાહ દિલ્હીમાં રાજ કરે. તેની રાણીનું નામ નૂરજહાં. રૂપરૂપનો અંબાર. તે રાણીની એક ભત્રીજી : તેનું નામ અર્જમંદબાનુ. ૧૯ વર્ષની તેની ઉંમર. રૂપે ને ગુણે બીજી નૂરજહાં જ તો.

તે છોકરીએ એકવાર પાટવી કુંવરને બચાવેલા. તે પાટવી

કુંવરનું નામ શાહજાદા ખુર્રમ. તે દિવસથી તે બે એકમેકને ચાહતાં. પછી તેમનાં લગ્ન થયાં, ઈ. સ. ૧૬૧૨ માં.

તે પાટવી શાહજાદો જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેણે પોતે શાહજહાં નામ ધારણ કર્યું, અને બેગમનું નામ રાખ્યું મુમતાજમહાલ–એટલે મહેલોનું તેજ. તે જેટલી દેખાવડી એટલી જ ગુણિયલ. એથી તે રાજાને વહાલી પણ એટલી જ. બાદશાહ તેના વિના ઘડીએ ના રહે. જ્યાં જાય ત્યાં સાથે જ.

એ રાણી જ્યારે ગુજરી ગઈ ત્યારે બાદશાહના શોકનો તો પાર નહોતો. તેને કંઈ ચેન જ ન પડે. કંઈ કામકાજ કરે નહિ. પંદરપંદર દિવસ તો બધું એમ ને એમ રહ્યું. છેવટે પ્રધાનની કુનેહથી રાજનું કામ હાથ ધર્યું. બે વર્ષ સુધી આખા રાજ્યમાં શોક પળાયો.

તેના એવા પ્રેમમાંથી તાજમહાલનો જન્મ થયો. જગતભરમાં અજોડ રહે એવી કબર બાંધવાનું તેણે નક્કી કર્યું. દેશદેશથી કારીગર તેડાવ્યા. ગ્રીસમાંથી અને રોમમાંથી ને ઈરાનમાંથી ને ક્યાં ક્યાંથી કારીગરો આવ્યા. છેવટે બાદશાહને એક કારીગર પસંદ પડ્યો.

તેનું નામ ઉસ્તાદ ઈશા. ઈરાનના શિરાઝ શહેરથી તે આવેલો. તેને મદદ કરવાને ઠેકઠેકાણેથી બીજા બોલાવ્યા. ને આખા હિંદુસ્તાનના લોકો તો કામે લાગી જ ગયા હતા. એમ વીસ હજાર માણસોએ એ રોજા ઉપર કામ કર્યું. સત્તર વર્ષે તે પૂરો થયો. તેનાં બારણાં ફ્રાન્સના સોનીએ કર્યાં. ચીનથી ને તિબેટથી અને અરબસ્તાનથી જવાહીર લાવી તેના પર મઢ્યું.

તાજમાં દાખલ થવાને એક મોટો દરવાજો છે. લાલ પથ્થરનો તે બાંધેલો છે. તેમાં સફેદ આરસનાં ફૂલો કોતરેલાં છે; કુરાનની

આયતો લખી છે. ત્યાં એક અજાયબખાનું (મ્યુઝિયમ) છે. તેમાં તાજના નકશાઓ, તાજમાં વપરાયેલા પથ્થરોના નમૂના, વગેરે છે.

આ કમાનમાંથી જુઓ. બરાબર સામે મુમતાજની કબર દેખાશે. પછી નજર જરા લંબાવો. શાહજહાં બેસતો ત્યાં જ નજર પડવાની. અહીંથી તાજ ત્રણસો ચારસો વાર છેટે છે. આ રસ્તો સફેદ મરમરે મઢેલો છે. સરુનાં ઝાડ તેની બન્ને બાજુ ઊભેલાં છે. ફૂલના છોડ મઘમઘે છે. વચ્ચે મોટો હોજ છે. હોજમાં સવારમાં રોજ કમળ ખીલે છે. જાણે તાજની પૂજા માટે હોય એમ!

તાજ આરસના ચબૂતરા પર બાંધ્યો છે. તેની આજુબાજુ ચાર મિનારા ઊભા છે. દરેક ૧૩૭ ફૂટ ઊંચો છે. અને તાજ તો છે સવાબસો ફૂટ ઊંચો. તેના ગુંબજ પર સોનાનો કળશ છે. દેખાય છે નાનો, પણ ખરું જોતાં છે ૩૦ ફૂટ લાંબો!

તાજની કમાન સો ફૂટ ઊંચી છે; વેલો અને કુરાનની આયતે મઢેલી. તેનો વચલો અક્ષર સો ફૂટ ઊંચો છે, છતાં જોનારને છેડાના અક્ષર જેવડો જ તે દેખાય છે! એવી તો એ કોતરણીમાં કુશળતા છે. દીવાલો પણ એવી જ કોતરેલી. એ બધા કલાના અનુપમ નમૂનાઓ જ તો. અંદરના ફૂલઝાડના રંગો તે પથ્થરના રંગથી આણેલા.

રૂપિયા જેટલું ફૂલ, અંદર ૫૦–૫૫ પાંદડી અને એ દરેક કુદરતી રંગના પથ્થરે જડેલી! ફૂલોમાંનાં કેસર કેસરિયા પથ્થરનાં. સોય જેટલાં ઝીણાં છતાં જુદાં જ જડેલાં. એમાં તો વળી જુદાં જુદાં રત્નો મઢેલાં. એ બધાં તો ઊખડી ગયાં!

આ બધાં પથ્થરનાં નામ ખબર છે? એકએકથી અટપટાં છે.

જુઓને થોડાં નામ: પીરેજો ને પન્ના ને પરવાળાં ને સંગે યશમની ને સંગે સુલેમાની. આવી કંઈ કંઈ જાતના ને નામના પથ્થરો. બધા મળીને કંઈ કેટલા ય મણ વપરાયા. આ ઉપરાંત આરસ તો જુદો.

બાદશાહને અહીં જ દાટયો.

એટલે તાજની અંદર બે કબરો છે; પાસે પાસે. બંને રત્ને મઢેલી હતી. જમણી બાજુની શાહજહાંની; જરા વેંત નીચી મુમતાજની. આગળપાછળની જાળી સ્ફટિકથી કોતરેલી. કોતરણી પણ એટલી જ અદ્‌ભુત. તે વિના તે કોતરતાં કંઈ દશ વર્ષ થાય? વળી એવો રત્નજડિત કઠેરો પણ હતો.

બાદશાહે મોતીની ચાદર ગૂંથાવેલી. બેગમની કબર પર તે ઓઢાડાતી. તેની કિંમત લાખો રૂપિયાની.

તેમાં સોનાની દીવીઓ મૂકેલી. બીજી તો રત્ને મઢાવેલી. અંદર રેશમી ગાલીચા બિછાવેલા. હીરા મોતીના પડદા ટાંગેલા.

આ બધું અત્યારે તો નથી. કબરની આગળપાછળનો કઠેરો ૧૬૪૨ માં લઈ લીધો. ૧૭૨૦ માં અમીર હુસેન અલીખાન મોતીની ચાદર લઇ ગયો. રૂપાનાં કમાડ જાટ લોકોએ ઉતારી લીધાં ૧૭૬૪ માં.

પણ આ ઉપરની કબરો તો ખાલી ખોખાં. તે 'તાવીજ' કહેવાય. ખરી કબરો તો નીચે ભોંયરામાં છે. અંદર જવાનો આરસનો દાદર છે. આઠ ખૂણાનો એ ભોંયરાનો ઓરડો. તેના ઉપર આખીયે ઈમારત ઊભેલી. કેવી કારીગરી!

બાદશાહને હતું કે કબર પાસે ગીતો ગવાયાં કરે: બારે પહોર ને બત્રીસે ઘડી. આથી તે ઓરડાની એવી બનાવટ છે, કે ઘાંટો પાડો તો સાચો અવાજ ન આવે. સહન જ ન થાય! પણ કોઇ

ગાય તો ? ઘુંમટમાંથી પડઘો પડે. સંગીતનો રણકારો ચડે ને ઊતરે. ગીત જાણે સ્વર્ગમાંથી ઊતરતું લાગે.

એ બાંધતાં ચાર કરોડ ને બાર લાખ રૂપિયા થયા; લોકો ત્યારે એટલા સુખી હતા.

મોટા થાઓ ત્યારે જરૂર જોજો. દુનિયામાં એની જોડી નથી. પરીઓએ જાણે ગઈ રાતે જ બાંધેલો હોય એવો તે લાગશે. એકવાર જોશો તો ફરી જોવાનું મન થશે. જ્યારે જોશો ત્યારે નવો જ દેખાશે.

### પ્રશ્નો

૧. તાજમહાલ કોણે બંધાવ્યો ? શા માટે ?
૨. તેનો બાંધનાર કોણ હતો ? તેને કેટલો વખત લાગ્યો ? ખર્ચ કેટલો થયો ?
૩. તાજના સૌંદર્યનું વર્ણન પંદર લીટીમાં કરો.
૪. તાજની કારીગરીની ખૂબીઓ બતાવો.
૫. મોતીની ચાદર અને રૂપાનાં કમાડ કોણ લઈ ગયું ?
૬. બીજું કોઈ કારીગરીવાળું મકાન તમે જોયું છે ? તેનું વર્ણન કરો.
૭. દુનિયાની સાત અજાયબીઓ ગણાવો.



પાઠ ૩૯ મો

# આંધળી માનો કાગળ

શ્રી. ઇન્દુલાલ ગાંધી

[ એક ગામડાની અભણ અને આંધળી ડોશીનો પુત્ર મુંબઇ ગયો છે. ત્યાં તે ખાવાપીવા તેમજ કપડાંલત્તાંમાં પૈસા ઉડાવે છે, પણ ડોસીને રાતી પાઇ યે મોકલતો નથી. છતાં પુત્ર માટે તેના હૃદયમાં કેટલો પ્રેમ ભરેલો છે!

પ્રસંગને અનુસરી લેખકે આ કાવ્યમાં ગામડિયા ભાષા વાપરી છે. પણ તે અહીં કેવી મજાની લાગે છે! ]

અમૃતભરેલું અંતર જેનું, સાગર જેવડું સત,
પુનસચંદના પાનિયા આગળ ડોશી લખાવતી ખત:
ગગો એનો મુંબઈ ગામે;
ગીગુભાઇ નાગજી નામે.

લખ કે, માડી ! પાંચ વરસમાં પ્હોંચી નથી એક પાઈ,
કાગળની એક ચબરખી પણ, તને મળી નથી, ભાઈ !
સમાચાર સાંભળી તારા,
રોવું મારે કેટલા દા'ડા ?

ભાણાનો ભાણિયો લખે છે કે, ગગુ રોજ મને ભેળો થાય,
દન આખો જાય દાડિયું ખેંચવા, રાતે હોટલમાં ખાય;
નિત નવાં લૂગડાં પે'રે,
પાણી જેમ પઈસા વેરે.

હોટલનું ઝાઝું ખાઇશ મા, રાખજે ખરચી ખૂટનું માપ,
દવાદારૂના દોકડા આપણે કાઢશું કયાંથી, બાપ ?
કાયા તારી રાખજે રૂડી;
ગરીબની ઈ જ છે મૂડી.

ખોરડું વેચ્યું ને ખેતર વેચ્યું, કૂબામાં કર્યો છે વાસ,
જારનો રોટલો જડે નહિ તે દી પીઉં છું એકલી છાશ;
તારે પકવાનનું ભાણું:
મારે નિત જારનું ખાણું.

દેખતી તે દી દળણાં પાણી કરતી ઠામે ઠામ,
આંખ વિનાનાં આંધળાંને હવે કોઇ ન આપે કામ;
તારે ગામ વીજળીદીવા:
મારે આંહી અંધારાં પીવાં.

લિખિતંગ તારી આંધળી માના વાંચજે ઝાઝા જુહાર,
એકે રહ્યું નથી અંગનું ઢાંકણ, ખૂટી છે કોઠીએ જાર;
હવે નથી જીવવા આરો,
આવ્યો ભીખ માગવા વારો.

### પ્રશ્નો

૧. કેટલાં વરસથી ગીગુભાઈ મુંબઈ ગયો હતો ?
૨. ગીગુ મુંબઈમાં કેવું જીવન ગાળતો હતો ?
૩. તેની માતા તેને શી શિખામણ આપે છે ?
૪. ડોસીએ શું શું વેચી નાખ્યું ? શા માટે વેચી નાખ્યું ?
૫. તેને કંઈ કામ કેમ મળતું ન હતું ?
૬. આ કાગળ વાંચી ગીગુભાઈ તેનો જવાબ લખે તો તેમાં શું લખે ?
૭. કયી પંક્તિઓમાં ડોસીનો પુત્રપ્રેમ ઊભરાઈ જાય છે ?
૮. આ કાવ્યમાં વપરાયેલા ગામડિયા શબ્દોની નોંધ કરો.



પાઠ ૪૦ મો

::

## એક જ લક્ષ

::

શ્રી. નાનાભાઇ ભટ્ટ

( આ પાઠમાં મહાભારતનો એક પ્રસંગ આલેખાયો છે. તેના લેખક શ્રી. નાનાભાઈ ગુજરાતના અગ્રગણ્ય કેળવણીકાર છે. ભાવનગરમાં તેમણે 'દક્ષિણામૂર્તિ' નામની શાળા શરૂ કરેલી. તેમણે તમારા જેવા કિશોરો માટે અનેક પુસ્તકો લખ્યાં છે. તેમાં 'મહાભારતનાં પાત્રો, જાણીતાં છે. તમે તે જરૂર વાંચજો. જેમ શસ્ત્રવિદ્યામાં તેમ અભ્યાસમાં એકધ્યાન થવું જરૂરી છે. માટે અભ્યાસ કરતી વખતે તમે એકધ્યાન થજો. ]

દ્રુપદના દરબારમાંથી અપમાન પામીને દ્રોણ ફરતા ફરતા હસ્તિનાપુરમાં આવી ચડ્યા. હસ્તિનાપુરના એક કૂવા પાસે

રાજકુમારો રમતા હતા. દ્રોણે તેમને અસ્ત્રવિદ્યાના પ્રભાવથી કૂવામાં પડેલો દડો બહાર કાઢી આપ્યો. કુમારોએ આ વાત ભીષ્મપિતામહને તથા મહારાજ ધૃતરાષ્ટ્રને જણાવી એટલે તે બન્નેએ વિચાર કરીને દ્રોણને રાજકુમારોના ગુરુ તરીકે સ્થાપ્યા.

આ જમાનામાં ગુરુની સેવા એ વિદ્યાર્થીજીવનનું એક આવશ્યક અંગ મનાતું. વિદ્યાર્થીઓ ગુરુકુળમાં રહે તે દરમ્યાન આખાયે ગુરુકુળનાં નાનાં મોટાં તમામ કામો પોતે જ ઉપાડી લેતા; અને એ રીતે જીવનમાં સ્વાશ્રયની અણમૂલી તાલીમ પામતા. આશ્રમમાં નવો દાખલ થનાર વિદ્યાર્થી આશ્રમની ગાયોને ચારવા માટે જંગલમાં લઈ જતો; આશ્રમનાં વૃક્ષોને પાણી પાતો, ગુરુના હવિ માટે સમિધ માગી લાવતો; અને જીવનનાં આવાં તેવાં કાર્યોમાં પલોટાયા પછી જ રીતસરની વિદ્યા ભણવી શરૂ કરતો.

આખાયે ગુરુકુળમાં ગરીબ તવંગર સૌ વિદ્યાર્થીઓનું સ્થાન એકસરખું જ હતું; અને મોટા મોટા રાજકુમારો પણ ગુરુકુળને માટે લાકડાં કાપવામાં અથવા તો ગુરુ માટે વાસીદું કાઢવામાં હીણપત માનતા ન હતા. દ્રોણગુરુને પોતાનો આશ્રમ તો ન હતો; તેમ જ રાજકુમારો સિવાય બીજાને માટે દ્રોણની શાળાનાં દ્વાર બંધ હતાં. છતાં યે પાંડવોને તેમ કૌરવોને દ્રોણની સેવાની તાલીમ તો મળી હતી.

કુમારોની પરીક્ષાનો વખત નજીક આવતો હતો. કુમારોએ દ્રોણાચાર્ય પાસેથી કેવી કેવી વિદ્યાઓ મેળવી છે તે હસ્તિનાપુરની સમગ્ર પ્રજા જુએ એવો ભીષ્મનો મનોરથ હતો. અને તેટલા માટે એક આલેશાન મંડપ ઊભો કરી આખી યે જનતાની સમક્ષ કુમારોની પરીક્ષા કરવાનો વિચાર ચાલી રહ્યો હતો.

દરમ્યાન દ્રોણાચાર્યે પોતાના સંતોષને અર્થે શિષ્યોની તપાસ કરવાનો નિશ્ચય કર્યો. એક વખત બધા અસ્ત્રશાળામાં વખતસર હાજર થયા. એટલે આચાર્યે અચાનક જાહેર કર્યું: "આજે હું તમારી પરીક્ષા કરવાનો છું."

રાજકુમારો તૈયાર થયા, અને પોતાનાં સાધનો લઈને બહાર મેદાનમાં આવ્યા. મેદાનમાં દૂર એક ઝાડ પર ધોળા રંગનું એક બનાવટી પક્ષી ગોઠવ્યું હતું, અને લાલ રંગનાં બે રત્નોની તેની આંખો બનાવી હતી.

આચાર્યે કુમારોને જણાવ્યું: "પેલા દૂરના ઝાડ પર મેં જે પક્ષી ગોઠવ્યું છે તેની આંખોને તમારે વીંધવાની છે."

કુમારો તૈયાર થયા; તેમના હાથ તૈયાર થયા; તેમની આંખો તૈયાર થઈ; તેમનાં ધનુષ્યો તૈયાર થયાં; તેમનાં તીરો તૈયાર થયાં.

આચાર્ય બોલ્યા: "કુમાર યુધિષ્ઠિર! પહેલો તમારો વારો. જુઓ, આ હું ઊભો છું. સામે ભૂરું આકાશ પડ્યું છે; પેલું રહ્યું ઝાડ અને તેના પર પક્ષી છે. તમે આ સર્વને જુઓ છો?"

યુધિષ્ઠિર ઊભા થયા; ધનુષ્યબાણ હાથમાં લીધાં અને પક્ષીની સામે નજર કરતાં બોલ્યા: "ગુરુ મહારાજ! હું તમનેય જોઉં છું, ભૂરા આકાશને ય જોઉં છું, દૂરના ઝાડને ય દેખું છું અને ભાસ–પક્ષીને ય દેખું છું."

યુધિષ્ઠિરના આ જવાબથી દ્રોણ ખિન્ન થયા અને બોલ્યા, "તમે બેસી જાઓ."

પછી વારો આવ્યો દુર્યોધનનો. "દુર્યોધનકુમાર! જુઓ, આ હું ઊભો છું, સામે ભૂરું આકાશ પડ્યું છે, પેલું ઝાડ રહ્યું અને તેના પર પક્ષી છે. તમે આ સર્વને જુઓ છો?"

દુર્યોધને હાથમાં ધનુષ્યબાણ લેતાં જવાબ આપ્યો: "ગુરુદેવ! હું આ બધા ભાઈઓને દેખું છું, તમને દેખું છું, ભૂરા આકાશને દેખું છું, ઝાડને દેખું છું અને તેના પર રહેલા પક્ષીના ધોળા શરીરને ય દેખું છું."

દ્રોણે હાથ પછાડતાં કહ્યું: "બેસી જાઓ."

પછી ભીમસેન ઊભો થયો અને આચાર્યના પ્રશ્નના જવાબમાં બોલ્યો: "ગુરુજી! હું તમને સૌને દેખું છું, આકાશને પણ દેખું

છું, આકાશમાં મોટાં મોટાં વાદળાં તરે છે તેમને ય દેખું છું, ઝાડને ય દેખું છું, ઝાડનાં કોતરોમાં પેલો બિલાડો ફરે છે તેને ય દેખું છું અને ઝાડ પર ધોળું ધોળું કંઇક ગોઠવ્યું છે તેને ય દેખું છું."

દ્રોણ નિરુત્તર થયા; અને ભીમને બેસાડી દીધો. ગુરુ ઘણા કુમારો કને ફરી વળ્યા, પણ કોઇના ઉત્તરથી તેમને સંતોષ ન થયો.



ગુરુ દ્રોણ અર્જુનને પક્ષી બતાવે છે.

એટલે છેવટ અર્જુન તરફ વળ્યા: "બેટા અર્જુન ! હવે તારો વારો છે. તારા પર મારી સર્વ આશા છે. આ સૌને મારે પરાણે વિદ્યા શીખવવી પડે છે, ત્યારે તું તો વિદ્યાનો ભૂખ્યો થઈને રોજ મને શોધતો આવે છે. ઊઠ, તૈયાર થા. જો હું આ ઊભો છું, સામે ભૂરું આકાશ પડ્યું છે, દૂર પેલું ઝાડ છે અને તેના પર પક્ષી છે. તું આ સર્વને જુએ છે ?"

દ્રોણ હજી તો વાક્ય પૂરું કરે છે ત્યાં અર્જુન બોલી ઊઠ્યો: "ગુરુદેવ, હું તમનેય દેખતો નથી, આકાશનેય દેખતો નથી, ઝાડને ય દેખતો નથી; માત્ર એક પક્ષીને દેખું છું. બાણ છોડવાની આજ્ઞા આપો."

"બેટા અર્જુન!" દ્રોણ બોલ્યા: "અમને કોઇને દેખતો નથી? એકલા પક્ષીને જ દેખે છે?"

"મહારાજ! હવે તો આખા પક્ષીને ય દેખતો નથી. માત્ર તેનું માથું જ દેખું છું." તરત જ અર્જુને જવાબ વાળ્યો. અને દ્રોણ કાંઈ બોલવા જાય ત્યાં તો ફરી બોલી ઊઠ્યો: "મહારાજ! હવે તો પક્ષીનું માથું યે નથી દેખતો; માત્ર બે રાતા તારા ઝગઝગે છે તેને જ દેખું છું."

"બેટા! એને જ વીંધ."

દ્રોણના શબ્દો હોઠ બહાર પડ્યા ન પડ્યા ત્યાં તો અર્જુનનું બાણ સનનન કરતું છૂટ્યું; અને ભાસ–પક્ષીની આંખમાં ચોંટ્યુ.

"સાબાશ બેટા, સાબાશ! તું મારો સાચો શિષ્ય છે. તારા પર હું આજે પ્રસન્ન થયો છું. બેટા! આ અસ્ત્રવિદ્યામાં મારો કોઇ શિષ્ય તારાથી ચડિયાતો નહિ થાય એવું મારું તને વરદાન છે."

દ્રોણાચાર્યે અર્જુનને બાથમાં લીધો અને તેનું માથું સૂંઘ્યું. ચારે ભાઈઓ અર્જુન ફરતા વીંટળાઈ વળ્યા; અને કૌરવો બધા એક ખૂણામાં એકઠા થઇને ગુસપુસ કરવા લાગ્યા.

### પ્રશ્નો

૧. દ્રોણગુરુએ રાજકુમારોને પોતાનો પ્રભાવ શી રીતે દેખાડ્યો?
૨. પહેલાંના આશ્રમોમાં વિદ્યાર્થીઓને શરૂઆતમાં કેવી તાલીમ અપાતી?

૩. દ્રોણગુરુએ ઝાડ ઉપર બનાવટી પક્ષી શા માટે ગોઠવ્યું ?
૪. યુધિષ્ઠિર, ભીમ તેમજ દુર્યોધનને દ્રોણગુરુએ શા માટે બેસાડી દીધા ?
૫. પક્ષીની લાલ આંખને અર્જુન વીંધી શક્યો એ કયા ગુણને પ્રતાપે ?
૬. દ્રોણગુરુએ અર્જુનને શી આશિષ આપી ?
૭. વિદ્યાર્થીમાં કયા કયા મુખ્ય ગુણો હોવા જોઈએ ?



પાઠ ૪૧ મો

# ધરતીકંપ

શ્રી. બબલભાઇ મહેતા

[ કુદરત આપણા ઉપર અનેક રીતે કોપે છે; કોઈ વાર ખૂબ વરસાદ નાખીને, તો કોઈ વાર ઓછો વરસાદ નાખીને. તેવી જ રીતે દુનિયામાં કોઈ કોઈ પ્રદેશમાં અવારનવાર ધરતીકંપ થયા જ કરે છે. થોડાં વર્ષો પહેલાં જ હિંદમાં બે ધરતીકંપ થઈ ગયા. એક બિહારમાં અને બીજો ક્વેટામાં. આ વર્ષે આસામમાં પણ ભયંકર ધરતીકંપ થયો. એ ધરતીકંપ શી રીતે થાય છે તે તમે આ પાઠ વાંચવાથી જાણી શકશો.]

આપણે એક તાજી નારંગી લઈએ છીએ ત્યારે તે કેવી મજાની ગોળ હોય છે! તેના ઉપર એક પણ ખાડોખડિયો હોતો નથી. પણ થોડા દિવસ જાય છે. અને અંદરનો રસ સુકાવા લાગે છે. એટલે વચલો ભાગ પોલો થાય છે, અને આથી નારંગીની છાલ ઉપર ખાડાટેકરા દેખાવા લાગે છે. એવી જ રીતે પૃથ્વીના ગર્ભમાં રહેલો લાવા રસ પણ દિવસે દિવસે સુકાતો જાય છે. પરિણામે વચમાં પોલાણ વધે છે. હવે જ્યાં પોલાણ હોય ત્યાં ઉપલું પડ નીચે બેસવા જાય જ. પણ આપણી પૃથ્વીનું પડ કાંઇ નારંગીના પડ જેવું ઢીલુંપોચું નથી, કે તેમાં કરચલીઓ પડીને નારંગી માફક બધું વ્યવસ્થિત રીતે બેસી રહે. આ પડ તો લોઢા

અને પથ્થર જેવું કઠણ છે. એટલે તો તે નીચે બેસવા જાય એવો જ કડડભૂસ કડાકો થાય અને તે પડમાં મોટી મોટી તરાડો પડી જાય. આથી પૃથ્વી ધણધણી ઊઠે.

બીજું એમ પણ કહેવાય છે કે પૃથ્વી ઉપરનું સુકાઇ ગયેલું પડ હજુ વધુ સુકાઇને સંકોચાતું જાય છે. આથી તેના પેટમાં પડેલો પ્રવાહી રસ દબાય છે, અને કેટલીક વખત તો તે બહાર નીકળવા માટે અસ્વસ્થ થઈ જાય છે. આથી પૃથ્વીના પેટમાં દોડાદોડ અને ધક્કામુક્કી થઈ રહે છે. આ ધક્કામુક્કી વખતે જે સ્થળે પૃથ્વીનું પડ માંદલું હોય છે, ત્યાં ધડાક કરતુંક બાકોરું પડે છે અને વર્ષોથી અંદર સપડાઈ પડેલો લાવા રસ તથા તેનાં ભાઈભાંડુઓ અનેક સ્વરૂપે બહાર ધસી આવે છે. એ વખતે એવી તો ધમાલ મચી રહે છે, કે પૃથ્વીનું પડ આખું ખળભળી ઊઠે છે.

એમ કહેવાય છે કે આવા ધરતીકંપ બધે જ થાય છે એવું નથી. એ ખાસ કરીને પાણી અને પર્વતવાળા પ્રદેશમાં જ વધારે પ્રમાણમાં થાય છે. આપણે ત્યાં આસામમાં ધરતીકંપની અસર ઓછામાં ઓછી છે એમ મનાય છે. આજ સુધીના અનુભવ પરથી લોકોએ એવું અનુમાન કાઢ્યું છે, કે ધરતીકંપ થાય એવા પૃથ્વી ઉપર બે પટા છે, અને એ 'સિસ્મીક બેલ્ટ' ને નામે ઓળખાય છે.

વળી એમ પણ કહેવાય છે કે આવા ધરતીકંપો સામાન્ય રીતે શિયાળાની ઋતુમાં જ થાય છે. પણ આપણો થોડાં વર્ષ પહેલાંનો કવેટાનો ધરતીકંપ એ બાબતમાં જુદો પડે છે.

ધરતીકંપનાં આશ્ચર્ય પણ કાંઈ ઓછાં નથી હોતાં. કોઈ વખત એ ઘરનું મોઢું પશ્ચિમનું હોય તો પૂર્વનું કરી મૂકે છે, તો કોઈ

વખત સીધી હારમાં ઊભેલાં ઝાડની કતારને એ ગરબે રમતી કરી મૂકે છે.

એક મોટામાં મોટું આશ્ચર્ય જોવું હોય તો આપણો હિમાલય જ. આજે જ્યાં હિમાલય છે. ત્યાં પહેલાં સમુદ્ર હતો. પણ આપણા ધરતીકંપને પ્રતાપે જ આજે ત્યાં અચળમૂર્તિ હિમાલય ખડો છે. કોઈને કલ્પના ય આવે કે પહેલાં ત્યાં સમુદ્ર હશે!

ધરતીકંપથી કેટલીક વખત ગંધકનો વાયુ, લાવા તથા એવી એવી વસ્તુઓ નીકળે છે. તે આજુબાજુ બધું બાળીઝાળી મૂકે છે. પણ કેટલીક વખત આવા ધરતીકંપોથી જ પૃથ્વીના મોટા મોટા પ્રદેશો ફળદ્રુપ બની જાય છે.

ધરતીકંપ પૃથ્વી ઉપર થાય ત્યારે શું દરિયામાં નહિ થતો હોય? દરિયામાં પણ થાય છે. એ વખતે પાણીનાં મોજાંની તો વાત જ શી કરવી? ધરતીકંપને લઈને કોઈવાર સમુદ્રનાં પાણી એકાએક દૂર ને દૂર પાછાં હઠી જાય છે, તો કોઈવાર એવા જોસથી ઉછાળા મારતાં આગળ ધસ્યે આવે છે કે જે સામું મળે એને દડો કરીને ઉછાળી મૂકે.

આ તો મહાદુઃખ! આવો ધરતીકંપ થવાનો છે એવી અગાઉથી ખબર પડતી હોય તો કેવું સારું!

એ માટે તો શોધ ચાલી રહી છે. જો કે અત્યાર સુધીમાં તો હજુ એક જ એવું યંત્ર શોધી કાઢવામાં આવ્યું છે કે જે વડે ધરતીકંપના કેટલા આંચકા લાગ્યા, કયી કયી દિશામાં લાગ્યા અને કેટલા ક્ષેત્રમાં લાગ્યા તેની નોંધ લઈ શકાય. આ યંત્રને સિસ્મોગ્રાફ કહે છે.

પણ કેટલાક વૈજ્ઞાનિકોનું એવું પણ કહેવું છે, કે ધરતીકંપ થાય છે એ પહેલાંથી જ પૃથ્વીના પડમાં અમુક જાતનાં આંદોલનો

થવા લાગે છે. હજુ એ આંદોલનોને નોંધી શકે એ જાતનું યંત્ર નથી યોજી શકાયું. જો એ યંત્ર બની જાય તો આપણે ધરતીકંપને થતો ન અટકાવી શકીએ; પણ એનાં ઘણાંખરાં અનિષ્ટોમાંથી તો ઊગરી જ જઈએ.

## પ્રશ્નો

૧. ધરતીકંપ કેમ થાય છે?
૨. તે કયા પ્રદેશોમાં વધારે થાય છે? કયી ઋતુમાં થાય છે?
૩. આસામમાં ધરતીકંપ થવાનો સંભવ ઓછામાં ઓછો છે એ અનુમાન સાચું ઠર્યું છે?
૪. ધરતીકંપનાં શાં આશ્ચર્યકારક પરિણામ આવે છે? તેના દાખલા આપો.
૫. હિમાલયને સ્થાને પહેલાં શું હતું?
૬. ધરતીકંપના આંચકા માપવાના યંત્રનું નામ શું? વરસાદ માપવાનું યંત્ર તમે જોયું છે?
૭. ધરતીકંપ થાય ત્યારે લોકોની સ્થિતિ કેવી થાય છે?



પાઠ ૪૨ મો

# દૂધના દૂધમાં, પાણીના પાણીમાં

છોટાલાલ નરભેરામ ભટ્ટ

[દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં—એ સાદી કહેવતને સમજાવવા માટે આ નાનકડું કાવ્ય કવિએ રચ્યું છે. દૂધમાં પાણી ભેળવીને દૂધવાળીએ પૈસા ઉપજાવ્યા, તો વાંદરાએ દોણી ઊંધી વાળી. દૂધના પૈસા કિનારા ઉપર રહ્યા, અને પાણી ભેળવી ઉપજાવેલા પૈસા વાંદરાએ પાણીમાં નાખી દીધા. સાચી મહેનત વિના મેળવેલો પૈસો ટકતો નથી; જે રીતે લક્ષ્મી આવી હોય તે જ રીતે એનો વ્યય થાય છે. માટે નીતિ અને મહેનતથી જ જે મળે તેનાથી સંતોષ માનવો—એ આ કાવ્યનો સાર છે.]



[ મનહર છંદ ]

વ્રજગોપરાણી લેઈ
દૂધતણી દો'ણી, ચાલી
વેચવાને; જાણી ઊણી
પાણી પૂર્યું શાણીએ.

દામ કરી ખોટે ઠાઠે,
આવી જમુનાની વાટે,
પેઠી ન્હાવા માટે, મૂકી
ઘાટે દામ દો'ણી યે.

વાંદરે મટુકી ભાળી,
ખાવા જાણી ઊંધી વાળી,
પડ્યા પૈસા મૂઠી વાળી,
જોયું ત્યાં સુજાણીએ.

'હાં !' કહી હાંકંતાં, નાખી
નાઠો કપિ કરી ન્યાય :
" દૂધના દૂધમાં જાય,
પાણી તણા પાણીએ."

**પ્રશ્નો**

૧. દૂધની દોણી અધૂરી જોઇને ગોવાલણે શું કર્યું ?
૨. ગોવાલણી નહાવા બેઠી ત્યારે શું બન્યું ?
૩. પાણીના પૈસા કેવી રીતે પાણીમાં ગયા ?
૪. વાંદરાએ શો ન્યાય કર્યો ?
૫. આ કાવ્ય દ્વારા કવિ શું કહેવા માગે છે ?



પાઠ ૪૩ મો

::

# ભામાશા અને પ્રતાપ

::

શ્રી રામનારાયણ ના. પાઠક

[ આ લેખકે અનેક પુસ્તકો લખ્યાં છે. તેમણે પ્રવાસવર્ણનો લખ્યાં છે. 'પચાસ વર્ષ પછી' નામની નવલકથા લખી છે. તેમની ભાષા સરળ છે અને વાત લખવાની રીત કુદરતી છે. તેમનો લખેલો 'ગિરિરાજ આબુ' નામનો પાઠ તમે વાંચ્યો હશે. આ પાઠ 'ભારતના ભડવીરો'માંથી લીધો છે. મહારાણા પ્રતાપની વાત તમે જાણતા હશો. મેવાડ છોડીને તે જંગલમાં વસવા જતા હતા તે વખતનો આ પ્રસંગ છે. ]

આજકાલ કરતાં પંદર દિવસ વીતી ગયા. પ્રતાપ ન આવ્યો, પણ પ્રતાપનો જવાબ આવ્યો. બાદશાહ ઉપર નહિ, પૃથ્વીરાજ ઉપર. સલાહ કરવાની ચોખ્ખી ના લખી નાખી. પોતે એટલો નબળો પડી ગયો તે માટે પોતાની જાતને ઠપકો દીધો.

પૃથ્વીરાજે કાગળ બાદશાહને વંચાવ્યો. બાદશાહના હૈયાનો હરખ ભાંગી ગયો.

* * *

"ભાઈ, હવે તમે તમારે ઘેર જાઓ. ટાઢતડકા સહેવાય, પણ ભૂખ ન સહેવાય. હું મારી મેળે સિંધમાં જઈને રળી ખાઇશ."

"મહારાણા! જ્યાં તમે ત્યાં અમે. પાણી વિના માછલાં પ્રાણ તજે; તમારા વિના અમારા દેહ નહિ નભે."

"ઠીક, ત્યારે સૌ થાઓ તૈયાર."

મેવાડ ભૂમિને છેલ્લા પ્રણામ કર્યા. હૈયું કઠણ કરીને આંસુભરી આંખે જનનીથી અધિક એવી જન્મભૂમિને રાણાએ છેલ્લા રામરામ કર્યા. મેવાડ છોડતાં રાણાનું કાળજું કટકા થઈ જતું હતું. પણ શું કરે? બીજો રસ્તો જ ન હતો.

ડુંગરા વટાવતા, જંગલો વીંધતા ચાલ્યા જાય છે. ત્યાં પાછળથી અવાજ આવ્યો:

"રાણા! ઊભો રહે, બાપ! ઊભો રહે."

રાણાને થયું, મને મેવાડમાતા બોલાવે છે; મને જવા નથી દેવો. પણ ના, ના. એ તો ભણકારા! રાણો આગળ ચાલ્યો. ત્યાં તો ફરી એનો એ અવાજ:

"એ આસમાની ઘોડાના અસવાર! ઊભો રહે, ઘડીક ઊભો રહે."

રાણાએ અવાજ પારખ્યો. બાપદાદાનો પ્રધાન ભામાશા. ભામાશા મેવાડનું અણમૂલું રતન. તેણે રાજના તડકાછાંયડા જોયેલા. બધા ઊભા રહી ગયા. ઘોડેથી જુવાન કૂદે એમ કૂદી ભામાશા પ્રતાપની પહોળી છાતીમાં માથું રાખીને ઘડીભર ઊભો રહ્યો. રાણાના હાલ જોઈ ભામાશા ગળગળો થઈ ગયો. પ્રતાપને

પાછા વળવાનું કીધું. "શું જોઈને પાછો વળું? નહિ સૈન્ય, નહિ ખોરાક. એક ટંકનું ખાવાનું મળતું નથી."

"અરે રાણા! ખાવાનો ક્યાં તોટો છે? મારા ભંડારમાં સોનું બધું સડી જાય છે. પાછો વળ, મારો આખો ભંડાર તને આપી દઉં. પચીસ હજાર માણસ બાર બાર વરસ સુધી ખાધા કરે તો ય તે ભંડાર નહિ ખૂટે."

પ્રતાપ જોઈ રહ્યો; આ તે માણસ કે દેવ! ભામાશાના મુખ ઉપર કર્ણ દાનેશ્વરીનું તેજ છવાઈ ગયું!

રાણા પ્રતાપસિંહની હાકલ પડી. શૂરા નેજા નીચે આવી ઊભા. બે હજારનું સૈન્ય જમાવી રાણો ઊપડ્યો. નાનો ભાઇ શક્તસિંહ રાણાની પડખે જ ઘૂમે છે. એક પછી એક ગઢ લેવા માંડ્યા: દેવીર, કમલનેર, ઉદેપુર. એક ચિતોડ સિવાય આખી મેવાડ ઘેર કરી. બાદશાહ પણ ચૂપ થઈ ગયો. આવા દાના દુશ્મન સામે થવું તેને ગમતું નથી. પ્રતાપનુ બળ પણ તે જાણી ગયો.

રાણાએ ઉદેપુરને રાજધાની બનાવી. દિવસો, મહિનાઓ ને વર્ષો ચાલ્યાં ગયાં. રાણાનું શરીર લથડ્યું. ડુંગરનાં દુઃખ વેઠીને તેની વજ્ર જેવી કાયા ભાંગી પડી. રાણા પથારીવશ પડ્યા. ઊઠીને ઊભા થવાતું નથી, છતાંય એ પ્રતિજ્ઞા પાળે છે. મોટા રાજમહેલ મૂકીને ઝૂંપડીમાં રહે છે. મચ્છરદાનીઓ અને છત્રીપલંગ મૂકી ભોંય પથારી કરે છે. રાણાના શરીરમાંથી તાવ હઠતો નથી. વૈદરાજ માત્રા ઉપર માત્રા આપ્યે જાય છે. નાડી તૂટવા માંડી. પથારી પાસે કુંવર અમરસિંહ, સરદાર ગોવિંદસિંહ વગેરે બેઠા છે. રાણાને કાંઈક બોલવું છે, પણ બોલાતું નથી. હાથને ઈશારે ગોવિંદસિંહને બોલાવ્યા. ધીરે ધીરે ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં ચિતોડગઢ જોવાની ઇચ્છા બતાવી.

તરત જ રાણાને બહાર લાવ્યા. અગાશી ઉપરથી ચિતોડગઢના ઊંચામાં ઊંચા કાંગરા દેખાતા હતા. પ્રતાપ ઘડીભર જોઈ રહ્યો. આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ઝૂંપડીમાં લાવીને સુવાડી દીધા. ભીની આંખ જોઇ અમરસિંહે પૂછ્યું :

"શું થાય છે, બાપુ ?"

"બીજું શું ? મારી પ્રતિજ્ઞા અધૂરી રહી !"

"અરે ! અમે છીએને બાપુ ! ચિતોડગઢ કાલ સવારે પાછો લઈશું. તમે જીવને સદ્દગતિ કરો."

"જય માતા !" કહીને આંખ મીંચી.

## પ્રશ્નો

૧. રાણા પ્રતાપ કોનો પુત્ર હતો ? કયા મોગલ બાદશાહના વખતની આ વાત છે.
૨. રાણા પ્રતાપે શી પ્રતિજ્ઞા લીધી હતી ?
૩. મેવાડની ભૂમિ છોડી પ્રતાપ કેમ ચાલ્યો જતો હતો ?
૪. ભામાશાનું આ કૃત્ય મનુષ્યમાં રહેલી કયી લાગણીનું દર્શન કરાવે છે ?
૫. રાણા પ્રતાપનો અંતકાળ કેવી રીતે આવ્યો ?
૬. અમરસિંહે પ્રતાપની પ્રતિજ્ઞા પૂર્ણ કરી ખરી ?
૭. નીચેનાં વાકયો સમજાવો :—
   अ. પાણી વિના માછલાં પ્રાણ તજે.
   ब. ભામાશાના મુખ ઉપર કર્ણ દાનેશ્વરીનું તેજ છવાઈ ગયું !



પાઠ ૪૪ મો

::

# બ્રહ્મી લોકો

::

**શ્રી. પોપટલાલ અંબાણી**

[શ્રી. અંબાણીએ 'પૃથ્વીનો સંક્ષિપ્ત પરિચય' નામનું પુસ્તક લખ્યું છે. તેમણે હિંદના કેટલાક ભાગનો પ્રવાસ કરેલો. એ પ્રવાસવર્ણન 'કિશોર' માસિકમાં છપાતું, તેમાંથી બ્રહ્મદેશના પ્રવાસનું વર્ણન અહીં ઉતાર્યું છે. 'શ્રીનગર' નામના પાઠમાં કાશ્મીરનું વર્ણન આપવામાં આવ્યું છે. અહીં બ્રહ્મદેશના લોકો અને તેમની રહેણી-કરણીનું વર્ણન આપવામાં આવ્યું છે. બ્રહ્મદેશ એ આપણો પડોશી દેશ છે, છતાં આપણી રહેણીકરણી કરતાં બ્રહ્મી લોકોની રહેણીકરણી તદ્દન જુદી જાતની છે તે તમે જોઈ શકશો.]

બ્રહ્મી લોકોનાં મકાનો આપણાં કરતાં તદ્દન જુદી જ જાતનાં હોય છે. તે મોટે ભાગે વાંસ અને લાકડાનાં બનાવેલાં હોય છે.

બ્રહ્મી લોકોના ભોજનમાં ભાત, માંસ, માછલાં અને શાકભાજી એ મુખ્ય છે. દેશના વિસ્તારના પ્રમાણમાં વસ્તી થોડી હોવાથી તમામ લોકો ખાધેપીધે સુખી છે. તેમનામાં તમાકુ પીવાનો રિવાજ ઘણો વધારે છે. પુરુષો, સ્ત્રીઓ અને છોકરાં તમામના હાથમાં લાંબી ચિરૂટ જોવામાં આવે છે.

બ્રહ્મી લોકો સંતોષી અને ખુશમિજાજી છે. 'ઉષ્ણાર્દ્ર' હવા તથા અન્નવસ્ત્રની સહેલાઈથી પ્રાપ્તિ, એ બે કારણને લીધે તેઓ કંઈક આળસુ અને લહેરી બન્યા છે. ખાવાને પેટપૂર ભોજન, પહેરવાને ચમકતાં રેશમી વસ્ત્રો, અને રહેવાને નાનું સરખું મકાન—એટલું મળી રહે તો તેઓ વધારે પંચાતમાં પડતા નથી. અને જીવનની એટલી જરૂરિયાતો પ્રત્યેક બ્રહ્મીને સહેલાઇથી મળી રહે છે. બ્રહ્મી પુરુષ એશઆરામી અને ટાપટીપિયા હોય છે. તેઓ ખાવાપીવામાં,

લૂગડાંલત્તાંમાં અને જુગારમાં પુષ્કળ પૈસા ઉડાવે છે. પણ સ્ત્રીઓ તેવી નથી. તે અતિશય ઉદ્યોગી હોય છે. આખો દિવસ કંઈ ને કંઇ કામમાં તે રોકાયેલી રહે છે. ઘરનો અને બહારનો વ્યવહાર તે જ ચલાવે છે. દુકાનો પર મોટે ભાગે સ્ત્રીઓ જ બેઠેલી દેખાય છે. ઘરમાં રસોઈ કરવાનું, બાળકોને સંભાળવાનું વગેરે કામ પુરુષો કરે છે. લગ્ન થતાં પત્ની પતિને ઘેર જતી નથી, પણ પતિ પત્નીને ઘેર જાય છે. સ્ત્રીઓને અહીં પૂરેપૂરું સ્વાતંત્ર્ય છે; અને તેથી જ આપણા લોકોએ આ દેશને 'ત્રિયારાજ' એવું નામ જૂના વખતમાં આપ્યું હતું. બ્રહ્મીલોકો બુદ્ધિમાં કંઈક ઊતરતા છે ખરા, પણ કલાપ્રેમી ખૂબ છે.



બ્રહ્મી સ્ત્રી

બ્રહ્મી લોકો પરદેશી કાપડ બહુ ઓછું વાપરે છે. બ્રહ્મી ગામડાંમાં ઘેર ઘેર નાની સાળ હોય છે. તે પર કુટુંબનાં ખપ પૂરતાં રેશમી તેમજ સુતરાઉ વસ્ત્રો વણી લેવામાં આવે છે. બીજા ઘરગથ્થુ ઉદ્યોગોમાં કાગળની તેમજ કાપડની છત્રીઓ, વાંસમાંથી તરેહ તરેહની વસ્તુઓ બનાવી તે પર લાખ ચઢાવવી અને લાકડાં તથા ધાતુ પર કોતરકામ એ મુખ્ય છે.

બ્રહ્મી બાળકો આનંદી અને રમતિયાળ હોય છે. તેઓ છ સાત વરસનાં થાય છે, એટલે અક્ષરજ્ઞાન મેળવવાને મઠમાં જાય છે. ત્યાં વાંચતાં, લખતાં અને ગણતાં શીખે છે. શીખવવાનું કામ પુંગીઓ ( બૌદ્ધ સાધુઓ ) મફત કરે છે. આ પ્રમાણે અક્ષરજ્ઞાન

મેળવવાની ઉત્તમ સગવડ હોવાથી બ્રહ્મી પ્રજામાં લખીવાંચી જાણનારાઓનું પ્રમાણ દેશને મુકાબલે ઘણું વધારે છે.

છોકરો બાર વર્ષનો થાય છે, ત્યારે તેને દીક્ષા આપી પુંગી બનાવી મઠમાં મોકલવામાં આવે છે. ત્યાં ત્રણ અઠવાડિયાં રહેવું પડે છે. તે દરમ્યાન પુંગીઓની પેઠે ભિક્ષા માગી ખાવું પડે છે અને ધર્મજ્ઞાન મેળવવું પડે છે. જેની ઈચ્છા જીવનભર પુંગી તરીકે રહેવાની થાય છે તે કાયમને માટે ત્યાં જ રહી જાય છે. બીજાં બાળકો ત્રણ અઠવાડિયાં પૂરાં થયે ઘેર આવી ધંધે લાગે છે.

## પ્રશ્નો

૧. બ્રહ્મદેશ હિંદુસ્તાનની કયી દિશામાં આવ્યો છે ?
૨. બ્રહ્મી લોકો લહેરી અને આનંદી શા માટે હોય છે ?
૩. બ્રહ્મદેશને ‘ ત્રિયારાજ ’ નામ કેમ આપવામાં આવ્યું હતું ?
૪. આપણા દેશ કરતાં બ્રહ્મદેશમાં લખીવાંચી જાણનારનું પ્રમાણ કેમ વધારે છે ?
૫. બ્રહ્મી લોકો કયો ધર્મ પાળે છે ? એ ધર્મના સ્થાપનાર કોણ ?
૬. આપણા જીવનમાં અને બ્રહ્મી લોકોના જીવનમાં શો તફાવત છે ?



પાઠ ૪૫ મો

::

# 'પહેરણનું ગીત'

::

શ્રી. ઉમાશંકર જોષી

[શ્રી. ઉમાશંકર જોષી આ યુગના નવીન કવિઓમાંના એક છે. 'ગંગોત્રી', 'નિશીથ' 'પ્રાચીના' વગેરે તેમના કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થયેલા છે. તેઓ નાનાં નાનાં નાટકો અને વાર્તાઓ પણ લખે છે. તેમણે ગરીબોનાં દુઃખો નજરે નિહાળ્યાં છે અને પોતાનાં કાવ્યોમાં ગાયાં છે. આ કાવ્યમાં એક પહેરણ સીવનારી બાઈનું કરુણ ચિત્ર તેમણે દોર્યું છે. પોતાના ઘરનાં માણસોને માટે રોટલો મેળવવા તે પોતાની કાયા નિચોવી રહી છે. શરીર ચાલતું નથી છતાં ચલાવે છે. એક અંગ્રેજી કવિતા પરથી આ કાવ્ય રચાયેલું હોવા છતાં તે વાંચવું તમને ગમશે. ]

પરોઢે મંદિરશંખ ફુંકાયા, ને સાંજે થયા ઘંટનાદ !
રાત ખૂટે તો ય કામ ન ખૂટે ! કોને દેવો મારે સાદ ?
દા'ડો આખો ઠરી ન બેસવું ઠામ !
રાતે તો ય ઊભું કામ ને કામ !

માથું ભમે ને અંગ ઢળી પડે, હાથે ખાલી ચડી જાય,
પાંપણે જાણે મણીકા મેલ્યા, પડળે વળે ઝાંય.
તુરંગે કેદી ય નિંદર પામે !
તો યે ના છોડી મને આ કામે !

કોર ઓટું ને બોરિયાં ગૂંથું,
બોરિયાં ગૂંથું ને કાપલી સાંધું,
સાંધું, સાંધું ને મોડી રાતે કામમાં ઝોલાં આવે,
થાકેલો મારો હાથ સોણામાં કામ અગાડી ચલાવે.
—અરે ! મારું કામ થાશે પૂરું ક્યારે ?

કોર ઓટું ને બોરિયાં ગૂંથું,
બોરિયાં ગૂંથું ને કાપલી સાંધું,
સાંધતાં મારું હૈયું વિલાતું, ને માથું લે ઘુમ્મરઘેર,
થાકયોપાકયો મારો હાથ તો યે ના છોડે દોરાની સેર !
—અરે ! મારે દસ ખાનારાં ઘેર !

ભાઈલા ! તારે બેન છે, વારુ ?
બેટા ! તારે માડી છે, વારુ ?
ઘરમાં તારે છે વહુવારુ ?
પહેરી ફાડે તું, તે વસ્ત્ર નથી, એ જાણી લે, મારા બાપ !
સાંડુ તારાં જેવાં મનેખનાં એ આયખાનાં છે માપ !
—રામજી ! કાં રોટલા મોંઘા ?
લોહીમાંસ આટલાં સોંઘાં ?

## પ્રશ્નો

૧. રાત અને દિવસ કામ કરવાથી સીવનારી બાઈની શી દશા થાય છે ?
૨. આ બાઇને શા માટે આટલી સખત મહેનત કરવી પડતી હતી ?
૩. એ બાઈ શા માટે કહે છે, કે રોટલા કરતાં લોહીમાંસ સોંઘાં છે ?
૪. આ ગરીબ બાઈની સ્થિતિનું વર્ણન આપણા દેશના મજૂરવર્ગની સ્થિતિ પર કેવો પ્રકાશ નાખે છે ?



પાઠ ૪૬ મો

::

# સામે મોંએ શિકાર

::

**શ્રી. જીવરામ જોષી**

[વાઘનો શિકાર!—અને તે સામે મોંએ! માનવીથી શું એ બની શકે? વાઘનો શિકાર કરવા માટે કેટલી તૈયારી જોઈએ, કેટલાં માણસો સહાયમાં હોય, કેટલા બકરાઓને આગળ ધરવામાં આવે! આપણા રાજામહારાજાઓ અને પરદેશી શિકારીઓ આવી રીતે સંપૂર્ણ તૈયારી કરીને વાઘનો શિકાર કરવા જતા. પણ અહીં તો કેવળ ત્રણ જુવાનો ખભા પર એકેકી બંદૂક નાખીને નીકળી પડ્યા અને વાઘની બોડ આગળ આવીને જ તેને સામે આવવાનું આમંત્રણ આપ્યું. જમીનદાર નાહરબાબુ તો પથ્થરની પાછળથી નીકળ્યા જ નહિ; પણ બે જુવાનોએ કામ પૂરું કર્યું. સત્યાનંદે તો ખરેખર અદ્ભુત વીરતા બતાવી. જેના મુડદાથી પણ ડરી જવાય એવા ભયંકર વાઘને જીવતો દાબવો એ કાંઈ ઓછું પરાક્રમ છે! સ્વતંત્ર ભારત પોતાના જુવાનો પાસે આવાં જ વીરત્વ અને પરાક્રમની આશા રાખે છે. આ લેખકે તમારા જેવા કિશોરો માટે અનેક પુસ્તકો લખ્યાં છે.]

અમારે ડુંગરો ઘૂમવાની ઈચ્છા હતી. બાબુસાહેબ ખુલ્લી હવા અને તાપથી કંટાળી ગયા હતા. ઝટ ઘરમાં ઘૂસીને ગાદી તકિયે આળોટવા ચાહતા હતા. જમીનદારી આદત છૂટે શાની? મેં અને સત્યાનંદે ઘૂમી ફરીને સાંજે પાછા ફરવાની હઠ કરી.

ત્રણચાર કલાક રખડ્યા. ડુંગરો વીંધીને બીજે છેડે નીકળ્યા, ત્યાં જગ્યા ઊંચાનીચા પથ્થરોવાળી હતી. નીચે ઊતરતાં સીધા પથ્થરની એક ભેખડ આવી. માંડમાંડ એ ઊતર્યા, ત્યાં તો પથ્થરની બખોલ! જોઈએ તો હાડકાં અને માંસના લોચા પડ્યા હતા. અહીં જ વાઘે બકરાને ફાડી ખાધો હશે. આ જગ્યામાંથી બહાર નીકળી જતાં બે મિનિટ પણ લાગે એવું નહોતું. ઘોંઘાટ

થતાંવાર જ પલાયન થઈ ગયો હશે. અહીંથી કયી દિશામાં જઈ શકે એ કલ્પીને અમે મેદાનમાં ઊતરી આવ્યા.

સાંજ થઈ ગઈ હતી. આમતેમ જોઈને પાછા વળ્યા. જરા અંધારું થતાં ગામમાં ગયા.

આ પછી આખું અઠવાડિયું અનુસંધાન મેળવતા રહ્યા, પણ વાઘનો પત્તો લાગ્યો નહિ.

નવમે દિવસે ખબર મળ્યા, કે વાઘ ડુંગરામાં આવી ગયો છે. નાહરસિંહે વળી બકરો બાંધીને જ શિકાર ખેલવાનો વિચાર આગળ ધર્યો. બિચારા ગરીબ બકરાનો નાહકનો જીવ જતો કરવાનું અમને રુચ્યું નહિ. એમ તો સત્યાનંદ પૂરો અહિંસાવાદી! અર્થ વગર એક કીડી મરે એ પણ એ સાંખતો નહિ. હજારોની હિંસા કરનાર વાઘને મારવામાં એ પુણ્ય જોતો!

અમે વાઘની આરામગાહ જોઈ આવ્યા હતા. એ જ વાઘ હશે તો ત્યાં જ હશે, એમ ધાર્યું.

'ચાલો, વાઘ શોધી આપવાનું મારે માથે,' સત્યાનંદે કહ્યું.

'એમ કંઈ શોધવા જવાય?' નાહરબાબુએ કહ્યું.

'ચોક્કસ. તમને એ જ સ્થળે મૂકી દઉં, જ્યાં વાઘ બેઠો હોય.' સત્યાનંદ બોલ્યો.

ઘણીવાર સુધી ચર્ચા ચાલી અને પાનો ચડાવ્યો; અંતે બાબુસાહેબ જોશમાં આવ્યા. સૌ ચાલી નીકળ્યા.

બધાને વાઘની બોડને નાકે જ અમે દોરી ગયા. બેચાર ભૂંઈયાને પેલી બાજુ મોકલ્યા. એ લોકો ત્યાંથી થાળી પીટે અને ઘોંઘાટ કરે એટલે વાઘ આ બાજુ નીકળી આવે.

અમે બહાર મેદાનમાં ડુંગરને અડીને જ તૈયાર થઈ બેઠા. એવી ચડસાચડસી થઈ ગઈ કે વાઘ મારવો તો સામે રહીને જ

મારવો એવી હઠ બંધાઈ ગઈ. ગમે તેમ તો ય ક્ષત્રિયનાં લોહી. બધું ગયું, પણ પિતૃઓનો વંશાનુગત વીર્યપ્રભાવ સો પેઢીએ પણ જાય ?

મેદાનમાં પડેલા પથ્થરની આડમાં વ્યૂહ ગોઠવ્યો. એકબીજાની ગોળી અથડાવા ન પામે એની કાળજી રાખીને સ્થાન નક્કી કર્યાં. એકથી વધારે શિકારી હોય ત્યારે એ વાત ભુલાવી ન જોઈએ.

ભૂંઈયાઓએ પેલી તરફ ઘોંઘાટ મચાવ્યો. મારા હૃદયે તો એક થડકો ખાધો. મારામાં ભયને કેટલા અંશમાં સ્થાન હતું એ હું માપી બેઠો હતો. એટલે બીજા દોસ્તોના હૃદયની ગતિ મેં કલ્પી લીધી.

વાઘ આમથી ડોકું કાઢશે કે પેલી બાજુથી તે શોધવા નજર ફેરવવા માંડી.

ઘોંઘાટ મચ્યાને દસ મિનિટ થઈ. ઘુરઘુરાટનો શોર સાંભળ્યો. નક્કી વાઘ આવ્યો જાણ્યો. હજી કંઈ વિચારીએ તે પહેલાં જ બાબુસાહેબે બરાડો પાડ્યો : 'સામે વાઘ........' એમનો અવાજ ફાટી ગયો !

અવાજ થતાં જ વાઘ એક પથ્થર પરથી મેદાનમાં કૂદ્યો. બાબુસાહેબની નબળી આંખો પણ ડુંગરના રંગમાં ભળી જતા વાઘને જોઈ ગઇ, એ તારીફની વાત !

વાઘ મેદાનમાં કૂદી આવતાંની સાથે જ કોઈએ ઘેરી લીધો હોય અને ક્યાંથી નાસું એવો લાગ શોધતો હોય એવી રીતે ખડો થઇ ગયો.

સત્યાનંદે ગજબ કર્યો. ડબ દઇને પથ્થર આડેથી બહાર નીકળી આવ્યો. એ જ વખતે ત્રાંસમાં બેઠેલા નાહરબાબુએ ગોળી છોડી દીધી. વાઘને વાગી કે કેમ, તે ખુદા જાણે ! પણ વાઘ સત્યાનંદ ઉપર કૂદ્યો.

સત્યાનંદના હાથમાં રિવોલ્વર હતી. છ ગોળી ભરાતી એટલે ખેરિયત હતી.

વાઘ કૂદ્યો પછી નિશાન વ્યર્થ. મારું તો માથું સન્નાટો ખાઈ ગયું. મૂર્ખા સત્યાનંદને આ શું સૂઝ્યું ? નિઃશંક હમણાં જ વાઘ દબાવી દેશે ! આમ ઊડઝૂડ કૂદી પડવાનું સાહસ અતિશય બૂરું છે.

હું બંદૂક લેતોકને ઊભો થઈ ગયો. સત્યાનંદ તો રિવોલ્વર લઈને જ ઊભેલો. 'માર ! માર ! ' મેં બરાડો પાડ્યો.



સત્યાનંદે વાઘ પર ગોળી છોડી

વાઘ લપકતોને સત્યાનંદ પર ધસ્યો. જાણે હમણાં જ દબાવ્યો ! પણ સત્યાનંદે કમાલ કરી. વાઘનું મોં એક જ હાથ દૂર રહ્યું કે ચડપ દઈને બગલમાં ખસી ગયો અને ગોળી છોડી. વાઘની ગરદનમાં ગોળી વાગી. ભયંકર ઘુરઘુરાટ સાથે એણે લોંચી ખાઈને પીઠ ફેરવી. સત્યાનંદે બીજો બાર કર્યો.

ત્યાં તો હું પહોંચી ગયો. એ બીજી ગોળી ખાલી ગઈ કે કેમ, પણ વાઘ પાછે પગે હઠતોકને સત્યાનંદ પર ઝપટ્યો. તેની પીઠ મારી તરફ થઈ. હું આગળ ધસ્યો. સત્યાનંદ આગળ હતો અને હું પાછળ. સત્યાનંદે ગોળી છોડી. જે વાત પહેલેથી વિચારી હતી એ જ બની. મારા માથા ઉપર થઈને ગોળી ચાલી ગઈ. હુમલો કરવા દોડ્યો હોવાથી હું ઢળેલો હતો. ટટ્ટાર હોત તો મોત નક્કી હતું. ઝટ ચેતીને મેં બગલ લીધી. વાઘ સત્યાનંદ ઉપર ધસ્યે જતો હતો.

'માથામાં કે આંખમાં........' મેં બરાડો પાડ્યો. સત્યાનંદે ચોથી ગોળી છોડી. સામે મોં ફાડી આવતા વાઘના મોંમાં ગોળી ઘૂસી ગઇ. વાઘ હડબડાઈ ગયો.

હું નજીક જઈ પહોંચ્યો. બગલમાંથી નળી એક હાથ છેટે રાખીને મેં ગોળી છોડી. પાછલા ઉપલા થાપા પર ચોંટી ગઈ.

એ જ વખતે ઝોક ખાતા વાઘનું માથું બાજુ પર થયું અને કાન સત્યાનંદની રિવોલ્વર સામે આવ્યો. એની પાંચમી ગોળી છૂટી અને કાનનો પડદો ચીરતી ખોપરીમાં પેસી ગઈ.

વાઘની ગતિ ત્યાં અટકી પડી. સત્યાનંદ દોડીને મારી પાસે આવી ગયો. હવે એની રિવોલ્વરમાં એક જ ગોળી હતી. મેં બંદૂક ખાલી થતાં જ કારતૂસ ભરી દીધી. સત્યાનંદે છેલ્લી ગોળી ખાલી કરી નાખી. બરાબર પાંસળામાં વાગી. તેના જ ઉપર મેં ગોળી છોડી. એ કેડ પાસે પેઠી. વાઘ ઢળી પડ્યો!

આ મેં લખ્યું એવું સહેલું પ્રકરણ ન હતું. એ ઘટના આજે સ્મરણપટ પર ઉતારું છું તો દિલ કહે છે, એવું હવે ન થઇ શકે.

સત્યાનંદના સ્વભાવમાં જ આવું વિકટ સાહસ ભર્યું હતું. ઘણા પ્રસંગોમાં તેના આ સ્વભાવે સંકટ ઊભાં કર્યાં હતાં.

મોં ફાડીને મૃત્યુની ભયંકરતા બતાવતો વાઘ આડે પડખે પડ્યો હતો. બહુ જબરો નહોતો. ચારેક હાથ લાંબો હશે. બધા દૂર રહીને જોવા લાગ્યા.

'હવે પકડી ખાય એવો ડર નથી.' મેં કહ્યું.

'પણ હજી જીવતો છે; છાતી ફૂલે છે.' બાબુસાહેબે કહ્યું.

સાચે જ! વાઘ! તારું જીવન ધન્ય છે! તારા મુડદાથી પણ બીજાઓ ડરે છે.

### પ્રશ્નો

૧. વાઘનો પત્તો મેળવવા શા પ્રયત્નો કરવા પડ્યા?
૨. વાઘનો શિકાર કરવા કોણ કોણ ગયા? તેમણે દરેકે શિકારમાં શો ભાગ ભજવ્યો?
૩. સત્યાનંદનો પહેલો બાર ખાલી ગયો હોત તો શું પરિણામ આવત?
૪. શિકાર કરતી વખતે શી સાવચેતી રાખવી જોઇએ?
૫. ત્રણે શિકારીઓમાંથી કોણ વધુ બહાદુર લાગે છે? શા માટે?
૬. તમે કદી જીવતો વાઘ જોયો છે? એ શા માટે એટલો ભયંકર લાગે છે?



પાઠ ૪૭ મો

::

# માખી

::

**શ્રી. પ્રભુદાસ છગનલાલ ગાંધી**

[આપણે ઘણી વસ્તુઓ દેખીએ છીએ, પણ જોતા નથી. બારીકાઈથી અવલોકન કરવાની આપણને ટેવ પડી નથી, તેથી આપણે ઘણી વખત બહુ જ ખુલ્લી રીતે આવતી મુશ્કેલીને પણ જોઈ શકતા નથી, અને તેને અટકાવવાનો પ્રયત્ન પણ કરતા નથી. બહુ જ બારીક નિરીક્ષણ પછી શ્રી. પ્રભુદાસ ગાંધી આ નિબંધમાં માખી વિષે કેટલીક જાણવા જેવી હકીકત રસિક ભાષામાં કહે છે. માખી જેવાં અનેક જંતુઓ—કીડી, મકોડી, મચ્છર, વગેરે—તમારી આસપાસ ઊડે છે. તેમનું નિરીક્ષણ કરવા લાગશો ને?]

માખી જેટલી ચપળ છે તેટલી જ ચતુર અને ચીકણી પણ છે. તેને અમુક જગ્યાએથી કંઇક ખાવું હશે તો તે ખાધા વિના સહેજે નહિ ભાગી જાય. આપણે તેને ઉડાડીશું તો જ્યાંથી તેને ઉડાડવામાં આવી હશે તેની આસપાસ એક વર્તુળમાં ગોળગોળ ફરીને ફરી પાછી તેની તે જગ્યાએ આવીને બેસશે. પાંચ સાત વાર આપણે તેને ઉડાડ્યા કરીશું નહિ, તો એ ધારેલી વસ્તુ છોડશે જ નહિ.

કોઇ પણ ચીજનો અનુભવ કરવાને માખી સૌથી પ્રથમ આંખનો ઉપયોગ કરે છે. જ્યાં ખૂબ માખીઓ બેઠી હોય ત્યાં



માખીનો વિકાસ

ગોળના રંગનું લાકડાનું છોડિયું મૂકીશું તો એક પછી એક માખી તેના ઉપર આવીને બેસશે અને બેઠા ભેગી જીભ અડાડીને ઊડી

જશે. આ ઉપરથી એમ પણ અનુમાન કાઢી શકાય કે માખીને નાક જ નહિ હોય !

માખીની એક ખાસિયત એ છે, કે એ સ્વાર્થી છે. કીડી કે મધમાખીની જેમ એ સંપીલી નથી. એક માખી ખાઇ શકે એટલો કણ પડ્યો હોય અને ત્યાં બે માખી આવી ચડે તો બન્ને લડશે, અને જે મોટી હશે તે ખાશે ને બીજી ચિડાઈને જરા છેટે બેઠી બેઠી તેના સામું જોયા કરશે, અને બધો લાગ ગયેલો જોશે ત્યારે જ પોતાને રસ્તે પડશે. તેમને કીડીની કે મધમાખીની જેમ સંઘમાં રહેવું કે વસવું પરવડતું નથી.

માખીના શરીરના આપણે પાંચ વિભાગ પાડી શકીએ : ઉપરની બે પાંખો, નીચેના છ પગ, મોટી લાલ આંખોથી રાતુ રાતુ દેખાતું માથું, જ્યાંથી આંખ નીકળે છે ત્યાંથી ગળા સુધીનું કાળું ધડ, અને પાંખ નીચેનું પીળા અથવા મધમાખીના રંગનું જઠર. આટલા વિભાગો તો આપણે સહેજે જોઇ શકીએ છીએ. પણ જેને લીધે તે સૌથી ભયંકર અને માનવજાતિના દુશ્મન જેવી બની છે તે–તેના શરીર પરની ઝીણી રુવાંટી–આપણે નરી આંખે જોઇ શકતા નથી. તેથી જ તો આપણે તેનાથી ગાફેલ રહીએ છીએ, અને તેના ફેલાવેલા રોગોના ભોગ થઇ પડીએ છીએ. માખી પ્રત્યે આપણે કેમ વર્તવું જોઈએ અને આપણા જીવન સાથે માખીને શો સંબંધ છે, એટલું જાણીએ ને આચરીએ તો યે ઘણું થયું.

સામાન્ય સમજ એવી હોય છે કે માખી જીભથી ડંખ દે છે તથા રોગ ફેલાવે છે. પરંતુ તેની શરીરરચનાના નિરીક્ષણ પછી જણાયું છે, કે તેની જીભ તીક્ષ્ણ નથી. રોગનાં જંતુઓ તો તેના આખા શરીર પર છવાયેલી આ ઝીણી ઝીણી રુવાંટીમાં ભરાઇ

રહે છે અને ઊછરે છે. આ રુવાંટી તેની આંખ અને પાંખો સિવાય તેને આખે શરીરે હોય છે. તે ઝીણી પણ બરડ હોય છે, અને જંતુઓ તેમાં સલામતીથી ભરાઈ રહે છે.

ડંખ તો માત્ર ગાયભેંસની કોઢ અથવા ઘોડાર–તબેલાની માખીઓને હોય છે. તેમની જીભ તીક્ષ્ણ હોય છે. તે વડે તે લોહી ચૂસે છે, અને તેને બદલે પોતાનું થૂંક મૂકતી જાય છે.

ગંદકી અને ખોરાક બન્ને ઉપર માખી તો બેસે છે. બાળકના હાથમાંના કોળિયા ઉપર કે તમારા ભાણામાંના અન્ન ઉપર જે માખી બેઠી હોય છે, તે ઘડીક પહેલાં જ ઘર પાછળના ઉકરડા પર, જાજરૂની કૂંડી કે વાસણ પર અથવા કોઈ રોગીના બળખા કે લીંટ પર બેસી આવી હોય છે; ને સાથે સાથે ત્યાંનાં જંતુ તેના શરીર પરની રુવાંટીમાં લેતી આવી હોય છે. તે ખોરાક વાટે તમારા શરીરમાં જાય છે, ને એવી રીતે રોગ ફેલાય છે.

એક માખી ઓછામાં ઓછાં ૧૦૦ અને વધુમાં વધુ ૬૦૦ થી ૯૦૦ ઈંડાં મૂકે છે. જરા ભેજ સાથે ગરમીવાળી હવા હોય કે તે ઈંડાં ૨૪ કલાકમાં સેવાઈને બચ્ચાંને જન્મ આપે છે. તે બચ્ચાંને એથી પાંચ દિવસમાં પાંખ ફૂટીને માખી થાય છે. માખી ૫,૧૦૦ ફૂટ દૂર સુધી ઊડતી ઊડતી પહોંચી શકે છે, એમ અનુભવથી જણાયું છે. એટલે કચરોપૂંજો ઘરની આસપાસ કે ફળિયાના ખૂણામાં ભેગો કરવો, આમતેમ થૂંકવું, છોકરાંનાં મળમૂત્ર ફળિયામાં નાંખવાં, લાદ ને છાણ ઘરની આસપાસ ભેગાં થવા દેવાં, એ બધું ભયંકર છે. આ બધું ધ્યાનમાં લેતાં તો રોગનો ફેલાવો માખી નહિ, પણ આપણી કુટેવોને લીધે આપણે જ કરીએ છીએ. એટલું સમજીએ તો તે અટકાવવાને સમર્થ પણ આપણે જ છીએ.

જો કે કુદરતે તો આ નુકસાનકર્તા જંતુની સામે યોગ્ય પગલાં લીધાં જ છે. કરોળિયા, માખીના વાઘ, ગરોળી, કાકીડા, સાપ વગેરે જીવ માખીને ખાઈ જાય છે. નહિતર તો ઉપર બતાવેલી તેની પેદાશના પ્રમાણમાં તે ફેલાઈ જઈ બહુ જ હેરાન કરે. છતાં તેને બિલકુલ દૂર કરવાને તો આપણે પોતે ચેતીને ચાંપતા ઈલાજ લેવા જોઈએ. કફ, લીંટ કે મળમૂત્ર પર સૂકી માટી નાખવી જોઈએ,અને છાણ, લાદ વગેરે પર પણ માટી નાખી મૂકવી જોઇએ. સૂકી માટી એ માખીને પેદા થતી અટકાવવાનો ઉત્તમ ઉપાય છે.

માખીથી કંટાળી જઈને પાશ્ચાત્ય દેશોમાં તેનો નાશ કરનારી દવાઓ શોધવામાં આવી છે. અને હવે તો માખી પકડી ઓહિયાં કરી જનારાં યંત્રો પણ નીકળ્યાં છે!

## પ્રશ્નો

૧. માખી ચતુર અને ચીકણી છે એ તમે કેમ કહી શકો?
૨. કીડી, મધમાખી વગેરે જંતુઓથી માખી કયી બાબતમાં જુદી પડે છે?
૩. માખીના શરીરના કેટલા અને કયા કયા વિભાગો પાડી શકાય?
૪. માખીને આપણા જીવન સાથે શો સંબંધ છે?
૫. માખી કયી રીતે રોગના જંતુઓ ફેલાવે છે?
૬. માખીની ઉત્પત્તિનું પ્રમાણ કેટલું છે?
૭. માખીના ઉપદ્રવથી બચવાને આપણે કયા ઉપાયો લેવા જોઇએ?
૮. એવી કયી વસ્તુ છે કે જે તમને અને માખીને એકસરખી જ પ્રિય છે?



પાઠ ૪૮ મો

::

# કંજૂસનું દાન

::

શ્રી. નગીનદાસ પારેખ

[શ્રી. નગીનદાસ પારેખ અમદાવાદથી પ્રગટ થતા 'કિશોર' નામના માસિકના તંત્રી હતા. તેઓ કિશોરોના શિક્ષણમાં સારો રસ લે છે. એ માસિકમાંથી આ વાર્તા લીધી છે. મનુષ્યે પોતાના અંતકાળે કંઈક દાન કરવું જોઈએ એ આપણી માન્યતા છે. જીવનભર દાન ન કરનાર વાણિયો મૃત્યુ વખતે દાનનો ડોળ કરી કેવો સંતોષ માને છે તેનું રમૂજી ચિત્ર આ વાર્તામાં દોરાયેલું છે. વાણિયણ તો તેનાથી પણ વધારે કંજૂસ નથી લાગતી ?]

એક ગામમાં એક વાણિયો રહેતો હતો. ખાધેપીધે સુખી હતો. થોડી પૂંજી પણ તેણે ભેગી કરી હતી. પોતાને ખાવાપીવા અને પહેરવાઓઢવા માટે પૈસા ખરચવામાં તે કશી મણા નહોતો રાખતો. પણ જો કોઈને દાન આપવાનો પ્રસંગ આવતો તો તેને કંઠે પ્રાણ આવતા. તેણે જીવનભરમાં ભૂલેચૂકે પણ દાન આપ્યું નહોતું.

આમ કરતાં કરતાં તેની અવસ્થા થઈ અને તે માંદો પડ્યો. માંદગી પણ ખૂબ લંબાઈ. ખૂબ પીડાયો. દવાદારૂ તો ખૂબ કર્યાં પણ કશાની કારી ન લાગી. આખરની ઘડી આવી પહોંચી. ભેગાં થયેલાં સગાંવહાલાં અને સ્નેહી સંબંધીઓએ કહ્યું, કે "આખી જિંદગી એમ ને એમ કાઢી છે, પણ હવે આખર વેળાએ પણ કંઈક દાનધર્મ કરો તો તમારી સદ્ગતિ થાય. માટે જરૂર કંઈક દાનની વ્યવસ્થા કરતા જાઓ.'

છેવટની ઘડીએ સૌને ધર્મમાં શ્રદ્ધા પ્રગટે છે, તેમ આને પણ પ્રગટી. તેને દાનધર્મની વાત ગળે ઊતરી. પણ આખી જિંદગીનો સ્વભાવ એક ક્ષણમાં શી રીતે બદલાય ? દાનમાં પૈસા નાખવા તે

દરિયામાં નાખવા બરાબર, એમ જ તેને લાગતું. તે ભારે વિમાસણમાં પડ્યો. આખરે તેને ઉકેલ સૂઝ્યો. અને તેણે પોતાની પત્નીને એકાંતમાં પાસે બોલાવી કહ્યું, " જો ! ધર્મ તો કરવો જ જોઇએ. એટલે મેં એવો વિચાર કર્યો છે, કે તું મારો બેસવાનો ઘોડો વેચી નાખજે, અને તેના જેટલા રૂપિયા ઊપજે તે બધા દાન કરવામાં વાપરજે. મારા પછી એ ઘોડો તને તો કશા કામમાં આવવાનો નથી. નકામો ઘાસદાણાનો ખર્ચ થશે. તેના કરતાં વેચી નાખીશ તો તેનો ખર્ચ ઊગરશે. વળી મેં દાન કર્યું કહેવાશે, અને તેના પુણ્યથી મને સ્વર્ગે જવાનું મળશે. તેં પણ જિંદગીમાં કદી દાન કર્યું નથી, તે તેં પણ દાન કર્યું કહેવાશે, અને તું પણ સ્વર્ગમાં આવશે. અને એ દાન કરવા માટે ઘરમાંથી એક પૈસો ય કાઢવો નહિ પડે. આમ આ યુક્તિથી આપણને ચારે બાજુ ફાયદો છે. માટે તું આટલું જરૂર કરજે." એમ કહીને થોડી જ વારમાં તો તે મરણ પામ્યો.

પણ આ વાણિયણ વાણિયાને ય ટપી જાય એવી હતી. ઘોડો વેચી જે પૈસા ઊપજે તે બારોબાર દાનમાં વાપરી નાખવા અને એ પ્રમાણે બહારની પીડા બહાર કાઢવી, એવું ધણીએ તેને સમજાવ્યું હતું, છતાં તેનું મન માનતું નહોતું. ઘોડો સારો જાતવાન હતો. તેના સોએક રૂપિયા ઊપજે. એ બધા નકામા દાનમાં ફેંકી દેવા ! તે તો ખૂબ મૂંઝાવા લાગી. પતિને મરતી વેળા વચન આપેલું, એટલે પાળવું તો જોઇએ જ. આખરે ખૂબ વિચાર કરીને તેણે એક યુક્તિ શોધી કાઢી, અને બીજે દિવસે તે ઘોડો લઇને બજારમાં વેચવા ગઈ.

જે કોઇ ઘોડો ખરીદવા આવે તેને કહેતી કે "મારે ઘોડો વેચવો તો છે, પણ જે માણસ મારી આ બિલાડી વેચાતી

લે તેને જ વેચવાનો છે." લોકો કહેતા, "અમે એ બિલાડીને શું કરીએ? એકલો ઘોડો આપવો હોય તો ભાવ કરીએ."

પણ બાઇ એકની બે થાય તો ને? આખરે બધા પાછા જતા. છેક સાંજે એક માણસ આવ્યો. તેને પણ બાઈએ એ જ પ્રમાણે વાત કરી. પણ પેલા માણસને ઘોડો ખૂબ ગમી ગયો હતો. એટલે તેને તે ગમે તે ઉપાયે લેવો જ હતો. તેણે વિચાર કર્યો, કે બિલાડીની કિંમત શું લેવાની છે? બહુ બહુ તો આઠ આના માગશે. તો એટલા વધારે. એમ વિચાર કરી તેણે બાઈને કહ્યું, "સારું, હું બિલાડી અને ઘોડો બન્ને લઈશ. તું એ બન્નેની નક્કી કિંમત કહી દે એટલે પત્યું. નકામી રકઝક મટે."

બાઈ કહે, "આ બિલાડીના નવ્વાણું રૂપિયા આપે તેને જ હું તો મારો ઘોડો એક રૂપિયામાં વેચાતો આપું. એમાં એક પૈસાનો ફેરફાર નહિ થાય. લેવો હોય તો લો, નહિ તો આ રહ્યો રસ્તો."

પેલો માણસ તો આભો જ થઈ ગયો. આ બે બદામની બિલાડીની કિંમત નવ્વાણું રૂપિયા, અને ઘોડાની કિંમત ફક્ત એક જ રૂપિયો! બાઇ મહામૂર્ખ લાગે છે! પણ તેને તો ઘોડો ખરીદવો જ હતો; એટલે તે તો સો રૂપિયા આપી બિલાડી અને ઘોડો લઇને રસ્તે પડ્યો. પોતાની યુક્તિ સફળ થઈ, એટલે બાઈને એટલો બધો આનંદ થયો, કે કંઈ પૂછવાની વાત નહિ.

તેણે તો ઘેર આવી બિલાડીની કિંમતના રૂપિયા નવ્વાણું ગલ્લામાં નાખ્યા, અને ઘોડાની કિંમતનો ઊપજેલો એક રૂપિયો દાનધર્મમાં ખરચ્યો.

### પ્રશ્નો

૧. વાણિયાએ મરતી વેળા દાન કરવાનો શો માર્ગ શોધી કાઢ્યો ?
૨. વાણિયણે ઘોડો કેવી રીતે વેચ્યો ?
૩. મરનાર પાછળ વાણિયણે કેટલા રૂપિયા દાનમાં આપ્યા ?
૪. લોકો મરતી વખતે દાનધર્મ કેમ કરે છે ?
૫. કંજૂસ મનુષ્યને લગતી કોઈ વાત તમે વાંચી હોય તો લખો.



પાઠ ૪૯ મો

::

## બાપદીકરી

::

**મહાકવિ પ્રેમાનંદ**

[ નરસિંહ મહેતાનું નામ તમે સાંભળ્યું હશે. જૂનાગઢના એ વતની. મહાન ભક્ત ઉપરાંત એ કવિ પણ હતા. એમને કુંવરબાઈ નામની દીકરી હતી. તેનું મામેરું કરવા નરસિંહ મહેતા ઉના ગામ ગયા. પણ પોતે તો ભક્તજન. એટલે પાસે રાતી પાઈ હોય તો લઈ જાય ને ! તે તો બીજા વેરાગી સાધુઓ સાથે મોસાળાની કંઈ પણ ચીજ લીધા વિના ગયા હતા. કુંવરબાઈને થયું, કે હવે નક્કી આબરૂ જશે; એટલે તે પિતાની પાસે આવી તેમને મેણાં મારવા લાગી. આ આખું કાવ્ય ઘણું મોટું છે. તેનું નામ છે 'કુંવરબાઈનું મામેરું.' આ કાવ્ય લખનાર કવિ પ્રેમાનંદે આપણી ભાષા સુધરે નહિ ત્યાં સુધી પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને જીવનભર પાળી હતી. તેમણે 'નળાખ્યાન,' 'રણયજ્ઞ' વગેરે બીજાં ઘણાં કાવ્યો લખ્યાં છે.]

**મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત:**
**"કુંવરબાઇ, કહો કુશળ ક્ષેમ ? સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ ?**
**રૂડો દિવસ આવ્યો, દીકરી, તો મોસાળું કરશે શ્રીહરિ."**

કુંવરબાઈ બોલી વિનતિ, 'મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ? વિના દ્રવ્ય આવ્યા શેં કાજ ?
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે.

ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાયે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહિ.

પિતાજી, કાંઈ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ ? પિતાજી, તમે વિચારો એમ.

નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી !
નથી માટલી, ચોળી ને ઘાટ ! એમ શું આવ્યા બારેવાટ ?
કેમ કરી લજ્જા રહેશે, તાત ? હું શેં ન મૂઈ, મરતે માત ?

માતા વિના સૂનો સંસાર, માતા વિના તે શો અવતાર !
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઇ સાથે ઊતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના તેવું બાપનું હેત.

સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિના જેવું તલપે મચ્છ;
ટોળા વછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.

લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.

ઘડો ફૂટે રઝળે ઠીકરી, માતા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સૂનો સંસાર.

શીદ કરવા આવ્યા ઉપહાસ ? સાથે વૈરાગી પાંચ પચાસ,
શંખ, તાળ ને માળા ચંગ એ મોસાળું કરવા ઢંગ ?
ન હોય, પિતા, તો જાઓ ફરી," એમ કહીને રોઈ દીકરી.



મહેતે મસ્તક મૂક્યો હાથ, "કરશે મોસાળું વૈકુંઠનાથ"

મહેતે મસ્તક મૂક્યો હાથ, " કરશે મોસાળું વૈકુંઠનાથ.
પહેરામણી કરવી જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત."

વચન મહેતાજીનાં સૂણી, કુંવરબાઈ આવ્યાં સાસુ ભણી–
" મારે પિતાએ મોકલી હું ય, લખો કાગળમાં જોઇએ શું ય. "
મુખ મરડીને બોલ્યાં સાસુ, "શો કાગળ ચીતરવો ફાંસુ ?
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે ! "

## પ્રશ્નો

૧. નરસિંહ મહેતા કયા ગામના હતા ?

૨. કુંવરબાઈ નરસિંહ મહેતા પાસે શાની માગણી કરવા ગઈ હતી ?

૩. નરસિંહ મહેતા નિર્ધન હતા તો મોસાળું કરવા કેવી રીતે તૈયાર થયા? તેમણે આખરે મોસાળું કર્યું ખરું ? શી રીતે કર્યું ?

૪. નિર્ધન મનુષ્યની અને મા વગરની દીકરીની સ્થિતિનો કાવ્ય પરથી શો ખ્યાલ આવે છે ? કવિના વિચારો સાથે તમે મળતા થાઓ છો ?

૫. મામેરાના રિવાજ સંબંધી તમે શા વિચારો ધરાવો છો ?

૬. 'ખરું કલ્યાણ' અને આ કાવ્ય એ બેમાંથી ધનસંબંધી કોના વિચાર સાથે તમે મળતા થાઓ છો ?



પાઠ ૫૦ મો

::

# વરસની વહેંચણી

::

**શ્રી. નાગરદાસ પટેલ**

[ચાલીસ વરસ સુધી માણસ ખાયપીએ છે, ધંધોધાપો કરે છે, મોજમજાહ ઉડાવે છે. ચાલીસ વરસ પછી એના પર કુટુંબનો ભાર પડે છે અને એને ગધ્ધાવૈતરું કરવું પડે છે. એ સાઠ વર્ષનો થાય છે એટલે છૈયાં-છોકરાંના ત્રાસથી હેરાન હેરાન થઈ જાય છે. જો કમભાગ્યે એ એંસી વરસ ઉપર જીવ્યો તો તેનું આવી જ બન્યું. ચૂંચી આંખો, બોખું મોઢું, સફેદ માથું અને લથડતુ શરીર. બગલાની માફક જે તે ગળીને જ એને આવરદા પૂરો કરવો પડે છે.

આ વાર્તાના લેખક કહે છે કે ચાલીસ વર્ષ પછીનો માનવીનો દુ:ખમય આવરદા એ એના પોતાના લોભનું જ પરિણામ છે. પોતાનું આયુષ્ય વધારવા એણે બીજાં પ્રાણીઓનું આયુષ્ય માગી લીધું, એનાં જ ફળ એ ચાખી રહ્યો છે. લેખકની આ વિચારસરણી સાથે તમે સંમત થાવ કે ન થાવ, પરંતુ તે ખરેખર નવીન અને આકર્ષક તો છે જ. ]

'મહારાજ ! મારે તો ઘણું ઘણું કરવું છે ને તમે તો મને ટૂંકીશી જિંદગી આપી; એમાં તો કાંઇ યે ન થાય. માટે લાંબો આવરદા આપો.' માણસે સરજનહાર બ્રહ્મા પાસે માગણી કરી. બ્રહ્માએ આ સૃષ્ટિ રચતી વેળા વિધાતાની સલાહ લીધી હતી અને બેઉ જણે મળીને નક્કી કર્યું હતું કે સૌને સરખો આવરદા આપવો.

માણસ, પશુ, પંખી, જળચર, વનચર, સૌ સરખાં. કોઈ વહાલું નહિ કે કોઈ અળખામણું નહિ. બેઉ જણે મળીને સૌનો આવરદા ચાળીસ વરસનો નક્કી કર્યો.

સરજનહાર બ્રહ્માએ સૃષ્ટિ રચી. જાતજાતનાં ને ભાતભાતનાં પશુપંખી, ઝાડપાન, ફળફૂલ, જળચર, વનચર ને ખેચર પ્રાણીઓ બનાવ્યાં. માણસ જાત પણ સરજી.

થોડીવાર થઇ ત્યાં તો પોતાના ટૂંકા જીવતર માટે ફરિયાદ કરતો માણસ બ્રહ્મા પાસે આવ્યો.

બ્રહ્માએ એની ફરિયાદ સાંભળી અને જવાબ આપ્યો: 'અમે તો સૌને સરખી વહેંચણી કરી છે. તું જરા થોભ. વખતે કોઈ લાંબા આવરદાની ફરિયાદ કરતો આવશે તો એનાં વરસ તને આપીશ.'

એ સાંભળી માણસને સંતોષ થયો.

એટલામાં બળદ આવ્યો. એણે પોતાનું માથું નમાવીને અરજ ગુજારી: 'મહારાજ! ચાળીસ વરસ મને વધારે પડે છે. એટલી લાંબી જિંદગી ગધ્ધાવૈતરું કરીને કાઢતાં મને નવનેજાં થશે. માટે મારાં વરસ ઘટાડો.'

'ભલે!' બ્રહ્માએ કહ્યું. 'તારાં વીસ વરસ ઓછાં કરીને માણસને આપું છું.'

એ સાંભળીને બળદ રાજી થયો ને બ્રહ્માનો આભાર માની એ ગયો.

માણસને વીસ વરસ વધારે મળ્યાં. એટલાથી એને સંતોષ થયો ન હતો. એને હજુ વધારે વરસ જોઈતાં હતાં, એટલે એ ઊભો રહ્યો.

થોડીવારે એક કૂતરો આવ્યો અને વિનંતિ કરી: 'મહારાજ! તાબેદારી કરીને મારે જિંદગી ગુજારવાની છે; માટે મારાં વરસ

ઓછાં કરો, નહિતર ભસીભસીને મારું હાચું દુખી જશે. મારે તો આટલી બધી લાંબી જિંદગી નથી જોઈતી.' બ્રહ્માએ એનાં વીસ વરસ ઘટાડ્યાં. તે ઉપરથી ગેલમાં આવીને તે ભસતો ભસતો દોડી ગયો.

એવામાં આવ્યો બગલો. એણે પણ અરજ ગુજારી: 'બાપજી! નદીમાં ખડે પગે ઊભા રહેતાં મારો આવરદા પણ નહિ ખૂટે. મારાં થોડાં વરસ ઓછાં કરો.'

બ્રહ્માએ એનાં વીસ વરસ ઘટાડ્યાં. બગલો એ સાંભળી રાજી થઈને ઊડી ગયો.

માણસનો આવરદા સો વરસનો થયો.

પહેલાં ચાળીસ વરસમાં માણસે ખાધું, પીધું, ધંધોધાપો કર્યો ને મોજમજાહ કરી.

પછીનાં વીસ વરસ બળદનાં આવ્યાં. એમાં એને આખા કુટુંબનો ભાર ઉપાડવો પડ્યો. સંસારની ધૂંસરી ઉપાડતાં એની બિચારાની ડોક રહી ગઈ. જેમ તેમ કરતાં સાઠ વરસ થયાં.

તે પછીનાં વીસ વરસ કૂતરાનાં આવ્યાં. ઘરડી અવસ્થા થઈ. છોકરાઓની વહુવારુના હાથમાં કારભાર ગયો. તેમનાં છૈયાં-છોકરાં એનો ખોળો ખૂંદવા લાગ્યાં અને ખભે ચઢીને ચોટલી ખેંચવા લાગ્યાં. એ બૂમ બરાડા પાડતો રહ્યો, પણ કોઈએ એને દાદ આપી નહિ. આમ દુઃખે પાપે એંસી વરસ વીતી ગયાં.

છેલ્લાં વીસ વરસ આવ્યાં બગલાનાં. ચૂંચી આંખો, બોખું મોઢું, સફેદ માથું અને લથડતું શરીર. સૌ કોઈ સતાવે. મોઢામાં દાંત નહિ તે જે આવે તે બગલાની પેઠે ગળી જાય. આ રીતે એ સો વરસનો થયો.

વરસની વહેંચણીમાં પારકાનાં વરસ લઈને નાહકનો દુઃખી થયો એમ વિચાર કરતો કરતો એ મરણ પામ્યો.

લોભી માણસને બ્રહ્માએ વધારાનાં વરસ આપીને સુખી કર્યો કે દુઃખી તે કોણ કહી શકે?

### પ્રશ્નો

૧. સૃષ્ટિ કોણે સરજી?
૨. બ્રહ્માએ દરેક પશુપંખીપ્રાણીને કેટલા વરસનો આવરદા આપ્યો?
૩. બધાને સરખો આવરદા આપવાનું કારણ શું?
૪. આ આવરદા કોને ટૂંકો લાગ્યો અને કોને લાંબો લાગ્યો? શા કારણે?
૫. માણસે કોનાં કોનાં કેટકેટલાં વર્ષ લીધાં? આથી માનવીનું કુલ આયુષ્ય કેટલું થયું?
૬. આ આયુષ્ય તે કેવી રીતે વિતાવે છે?
૭. બીજાં પ્રાણીઓનાં વર્ષો માગી લેવાથી માણસ સુખી થયો કે દુઃખી?
૮. તમને શું ગમે–બાળપણ, યૌવન કે વૃદ્ધાવસ્થા?



પાઠ ૫૧ મો

::

## બલિદાન

::

શ્રી. અંબાલાલ મિસ્ત્રી

[ તમે જસમા ઓડણ અને સિદ્ધરાજની વાર્તા તો જાણતા હશો. જસમા ઓડણે સિદ્ધરાજને શાપ આપેલો, કે સહસ્રલિંગ તળાવમાં પાણી નહિ આવે. બ્રાહ્મણોએ કહ્યું કે કોઇનું બલિદાન અપાય તો તળાવમાં પાણી આવે. આખા પાટણમાંથી બલિદાન માટે જ્યારે કોઈ તૈયાર નથી થતું ત્યારે એક ઢેડ યુવાન તૈયાર થાય છે. આ વાર્તાના લેખકે તે વખતના જમનાની જુદી જુદી સુંદર વાર્તાઓ લખી છે. તેમના એ પુસ્તકનું નામ 'સોલંકીયુગની કીર્તિકથાઓ' છે. ]

આ રાતે આખું પાટણ ચિંતામાં પડયું હતું. કાલે બલિદાનનો દિવસ હતો—જોષીઓએ નીમ્યો હતો; પણ હજી કોઈ આગળ આવ્યું ન હતું. પાટણની નિર્માલ્યતા ઉપર સૌ કોઈ ધિક્કાર વરસાવતું હતું. સૌ કોઈ મનથી વિચારતું હતું, કે અમુક ખાસ કારણ ન હોત તો તે જરૂર ભોગ દેત. એ રાતે પાટણ શહેરથી દૂર દૂર આવેલા ઢેડવાડામાં એક નાના ઘરની ઓરડીમાં દીવાના ઝાંખા પ્રકાશમાં મયો તેની માની રજા માગતો હતો—સારો ઢેડવાડો એકઠો મળ્યો હતો.

"મા, રજા દે."

"બેટા! એકનો એક તું—"

"એક જ માણસની જરૂર છે, મા!"

"પણ આખા પાટણમાંથી કોઈ નહિ ને તું?"

"જસમા દેવી મને જ માગે છે—સાત દિનથી મને તે બોલાવી રહ્યાં છે."

"એમ?"

"હા, મા. મારુ દિલ દુભાવીશ નહિ. મારો નિશ્ચય જ છે. આશિષ દે. આખા પાટણનાં દુઃખ ભાગશે. તેનાથી વધારે આ 'હલકા' અવતારમાં મારાથી શું થઈ શકે તેમ છે?"

"વહુનો વિચાર કર્યો?"

"પહેલાં તું આશિષ દે. મારા પર તેની સાચી પ્રીત હશે તો તે નહિ જ રોકે."

ઘરની બારસાખે લપાઈ બેઠેલી વહુ બોલી, "સાસુજી! પ્રથમ તે તમારો દીકરો છે. મારો વાંધો જોશો નહિ. પરકાજે તેમની

કાયા હોમાશે, પણ એ જુગ જુગ જીવતા રહેશે. હું તેમને સંભારી સંભારી જીવીશ ને જગતને જણાવીશ, કે મયાની ઘરવાળી એ સતી હતી.”

માતાના દિલના તાર કંપ્યા. પોતાની કૂખે કોઈ ઊંચો જીવ જન્મેલો તેને જણાયો. મયાના બલિદાનથી પોતાની ઈકોતેર પેઢી તરી જશે તેમ ભાસ્યું.

વહુના જવાબે તેની છાતી ફૂલી.

“મયા!”

“મા, આશિષ દે. કાલે પ્રભાતે વહેલા રાજદેવડીએ હાજર થવું છે.”

“ધન્ય, મારા દીકરા! ભગવાન તને દેવ બનાવે.”

આખો ઢેડવાડો એકઠો થયો હતો. મયાનો નિર્ણય પ્રસિદ્ધિ પામ્યો હતો. રાતે આનંદ ઉત્સવ કરી સવારે વાજતેગાજતે જવાનો ક્રમ ગોઠવી દીધો. મહામંગલ પ્રસંગ હોય તેમ ભજનોની ધૂન જામી. રાસડાઓની રમઝટ જામી. જસમાનો ગરબો પરમ શ્રદ્ધાથી ગવાયો.

પ્રભાતે વહેલું સ્ત્રીપુરુષોનું એક ટોળું ગાતું ગાતું રાજદેવડી તરફ જતું હતું—જતાં ડરતું હતું. કોઇને સામે આવતા દેખીને પુરુષો મોટે સ્વરે ચેતાવતા હતા, “માબાપ! આઘા રહેજો!” વહેલા ઊઠનાર અસ્પૃશ્યના આ સરઘસથી—હિંમતથી કઇંક છંછેડાઈ કોઈ આશ્ચર્યથી પૂછતું, “અલ્યા! શું માંડયું છે, અત્યારમાં?”

રાજદેવડીએ સૌ પહોંચ્યા ને ખબર અપાઈ, કે મયો લોહી દેવા તૈયાર છે. રાજગઢમાં ખબર પ્રસરી ગયા.

પાટણમાં વાત ફેલાઈ ગઇ. એક રાજપુરુષે ગઢની બારીએ આવી પૂછ્યું, "કોણ તૈયાર છે ?"

મયો આગળ આવ્યો. "બાપા, હું તૈયાર છું—ખરા દિલથી તૈયાર છું. મારું લોહી સ્વીકારો." વૃદ્ધો આગળ હતા, તેમણે હાથ જોડ્યા ને કરગરતા બોલ્યા, "માબાપ ! અમ ગરીબ પર એટલી કૃપા કરો. અમારા મયાનું લોહી લો ને પાટણનાં દુઃખ ટાળો."

વિદ્વાનોની સભા ફરીથી ભરાઈ. મયો અસ્પૃશ્ય છે. સહસ્રલિંગની ધરા તે રક્તથી સંતોષાશે ? સનાતની પંડિતોની શંકા પરથી રાજાએ જોષીને પૂછ્યું. ત્રિલોચન પંડિતે અકળ સ્મિત કર્યું, "મહારાજ ! પૃથ્વીમાતાને બધાં બાળ સરખાં છે. માતા હૃદયને જુએ છે, પવિત્રતાને જુએ છે, નહિ કે બાહ્ય ઊંચનીચનાં બંધનોને. પરદુઃખે જીવ દેવા તૈયાર થનાર મયો બ્રાહ્મણનો પણ બ્રાહ્મણ છે."

બલિદાન માટે મયો સ્વીકારાયો. પાટણે રાહતનો શ્વાસ લીધો.

જયસિંહ મહારાજ બોલ્યા, "મયા ! મારા પાટણની ખાતર તું પ્રાણ આપે છે. માગ, માગી લે. જે માગીશ તે હું તારા કુટુંબ માટે આપવા તૈયાર છું."

મયાએ ઊંચુ જોયું, "મહારાજ ! મારું બલિદાન સ્વીકારો છો તે જ પાટણનો મોટો ઉપકાર છે. મારે કાંઇ માગવાની ઇચ્છા નથી. ફક્ત મારી જ્ઞાતિનો વિચાર કરજો." તેણે પોતાની માતા, પત્ની, જ્ઞાતિજનોને જોવા ચોતરફ વૃથા નજર ફેરવી; પણ તેઓ ઘણે દૂર દૂર અદ્રશ્ય હતાં. તેમને ત્યાં આવવા અધિકાર ન હતો. મયો સમજ્યો ને બોલ્યો, "મહારાજ ! ભગવાને અમને હલકી ન્યાતમાં જન્માવ્યાં, પણ અમેય માણસો છીએ એટલું વિચારમાં લેજો. બીજું મારે કંઇ નથી માગવું"



વધ કરનારે તાપમાં ચકચકતી તલવાર ઉગામી. મયાએ માથું બરાબર નમાવ્યું.

"જરૂર, મયા! હું તે માટે પ્રબંધ કરીશ."

અને એ વધઘડી આવી પહોંચી. વધ કરનારે તાપમાં ચકચકતી તલવાર ઉગામી. મયાએ માથું બરાબર નમાવ્યું. મંત્રોચ્ચાર થયા, જયનાદો થયા, વાજિંત્રોના નાદ થયા, ને વીજળી પડે તેમ ચકચકતી તલવાર નમેલી ડોક પર પડી. શીર્ષ જુદું થઇ ઊછળી હોમવેદીમાં પડ્યું, ધડ પછડાઇ પૃથ્વીપર પડ્યું, ને રક્તની ધારાઓ ધગધગતી વહેવા માંડી.

## પ્રશ્નો

૧. આખું પાટણ શા માટે ચિંતાતુર હતું?

૨. મયો કયી જ્ઞાતિનો હતો? તે શા માટે પોતાનું બલિદાન દેવા તૈયાર થયો?

૩. પંડિતોએ સભામાં મયાનું બલિદાન સ્વીકારવા કેમ હા પાડી?

૪. મયાએ સિદ્ધરાજ પાસે શી માગણી કરી?

૫. સિદ્ધરાજ પાસે મયાએ જે માગ્યું તેમાંથી ગુજરાતના અસ્પૃશ્યોએ હજી સુધી શું મેળવ્યું છે?

૬. 'માબાપ, આઘા રહેજો,' એમ ઢેડાઓ શા માટે બોલતા હતા? મયાના વધ વખતે તેનાં જ્ઞાતિજનો દૂર શા માટે હતાં?

૭. સમજાવો:—

(૧) જગતને જણાવીશ કે મયાની ઘરવાળી યે સતી હતી.

(૨) પરદુઃખે જીવ દેવા તૈયાર થનાર મયો બ્રાહ્મણનો પણ બ્રાહ્મણ છે.



પાઠ પર મો

# મૃગ અને ઉદ્યાન

સ્વ. દામોદરદાસ બોટાદકર

[ બગીચામાં ફરતા હરણને શિકારીઓનો ભય છે; જ્યારે વનમાં આવેલા ઋષિઆશ્રમમાં તે નિર્ભય બની ફર્યા કરે છે. જગતનાં મનુષ્યો એટલાં દુષ્ટ હોય છે, કે હરણ જેવા કોમળ અને નિરપરાધી પ્રાણી પર પણ ઘા કરતાં શરમાતાં નથી. કુદરત પ્રેમાળ છે. તેની સાથે વસનારાં માણસો પણ તેટલાં જ પ્રેમાળ બની જાય છે. આથી ઉદ્યાનમાં ભૂલા પડેલા મૃગને ત્યાંથી કોઈ શાંત આશ્રમમાં જવાની કવિ સલાહ આપે છે. સ્વ. બોટાદકર રાસ તેમજ કુદરતનાં કાવ્યોના લેખક તરીકે મશહૂર છે. એમનું આ કાવ્ય 'કલ્લોલિની' નામના પુસ્તકમાંથી લીધું છે. ]

[ તોટક ]

હઠી જા ! હઠી જા ! અહીંથી ખસી જા !
સ્થળ આ મૃગબાળ ! હવે તજી જા !
બહુ પથ્થર ગોફણમાંથી પડે,
હણનાર વળી નજરે ન ચડે.

ફરી જો ! અહીં ઘા પગ પાસ પડ્યો,
તુજ ભાગ્ય થકી શિરને ન અડ્યો;
પ્રિય ! સૂચન એ સઘળું સમજી,
ખસી જા ! કરમાં કંઈ કાળ હજી.

તુજ કોમળ આ અતિ અંગ દીસે,
હજુ કૈંક મનોરથ ચિત્ત વિષે;
જનની વળી વાટ વિલોકી રહી,
અહીં અન્ય સહાયક કોઈ નહિ.

જળ આ સ્થળનું, ફળ ને તૃણ એ
સઘળું વિષપૂરિત તું ગણજે;
વન યોગ્ય ન આ મૃદુ માનસને,
તૃણને બદલે હણશે તુજને.
વન ભવ્ય અપાર બહાર દીસે,
નહિ જ્યાં ભયનું પણ નામ હશે;
ઋષિના વળી આશ્રમ પાસ ઘણા,
ફળ ને જળથી ભરપૂર સદા.
જન ત્યાં પ્રણયાર્દ્ર ઉદાર વસે,
ઋષિબાળ અનેક પવિત્ર દીસે;
નીરખી તુજને ખુશી સર્વ થશે,
પ્રતિબંધ ન કોઈ કશો કરશે.
થઈ નિર્ભય ત્યાં સુખથી ફરજે,
મન તૃપ્ત થતાં સુધી ત્યાં ચરજે;
નહિ કોઈ તણાં મન સ્વાર્થભર્યાં;
નહિ નિર્દય ત્યાં જન કોઈ જરા.
વળી લુબ્ધક ત્યાં નહિ આવી શકે,
નહિ ગોફણ કોઈ ચલાવી શકે;
તુજ લાયક એ વનમાં પ્રિય! જા!
સુખ મૃત્યુ તણું ત્યજી જા! ઝટ જા!

**પ્રશ્નો**

૧. કવિ મૃગબાળને ઉદ્યાનમાંથી ક્યાં નાસી જવાની સલાહ આપે છે
૨. ઉદ્યાનમાં એવું શું હતું કે કવિ તેને ત્યાંથી નાસી જવા કહે છે ??
૩. ઋષિઆશ્રમ અને શહેરના ઉદ્યાન વચ્ચે કવિ શો ભેદ બતાવે છે ?
૪. ખુલ્લા જંગલમાં ફરનાર અને વસ્તીમાં ફરનાર પ્રાણીઓમાં કંઈ તફાવત હોય છે ? ખરો ?



પાઠ ૫૩ મો

∷

# જગન્નાથપુરી

∷

શ્રી. રમણલાલ શાહ

[ આ પત્રમાં જગન્નાથપુરી ગયેલો એક મિત્ર પોતાના મિત્રને ત્યાંનું વર્ણન લખે છે. પત્રોમાં ખુશીખબર કે સાજામાંદાના સમાચાર ઉપરાંત રસિક વર્ણનો, અદ્ભુત અનુભવો, કે તમારા મનગમતા વિષય પર ચર્ચાઓ પણ થઇ શકે છે. તમે પણ જ્યારે તમારા પિતાને, ભાઇને, મિત્રને કે બહેનને પત્ર લખવા બેસો ત્યારે તમારા અનુભવોથી તેને રસિક બનાવવા જરૂર પ્રયત્ન કરજો.

આ પત્રના લખનાર શ્રી. રમણલાલ શાહ વડોદરાથી પ્રકટ થતા 'બાલજીવન' માસિકના તંત્રી છે, અને બાળકો વાંચી શકે એવાં ઘણાં ય પુસ્તકોના લેખક અને સંપાદક છે.]

પ્રિય શૈલેન્દ્ર,

જાત્રા જવા નીકળ્યો ત્યારે મેં તને જુદી જુદી જગાનું ટૂંકું વર્ણન લખી મોકલવાની કબૂલાત આપી હતી. એ મુજબ જગન્નાથજીનું વર્ણન આજે લખી મોકલું છું. અહીંથી અમે કાશી જવાનાં છીએ.

જગન્નાથજીનું ધામ બહુ પુરાતન અને પવિત્ર ગણાય છે. અહીં દરિયાકાંઠે ગામ વસ્યું છે. દરિયો એટલે આપણી મુંબઇની ચોપાટી જેવો નહિ, પણ ઘૂઘવતો વિશાળ દરિયો. અમે પરમ દિવસે દરિયે નાહવા ગયાં હતાં. રેતીમાં પગ તો ઓય કરતા સરકી જાય. બરાબર સંભાળીએ નહિ તો પાણીમાં ઘસડાઈ પણ જવાય.

અહીં ખાસ મજા તો એ છે કે અમે બરાબર આષાઢી બીજને દિવસે રથયાત્રાના મેળા વખતે હતાં. ગાડીઓમાં ઉતારુઓની ગિરદી, અને અહીં કીડિયારાની જેમ ઊભરાતા લોકોની તો તને

શી વાત કરું ? એ તો નજરે જોયા ને અનુભવ્યા વગર સમજ પડે તેમ નથી.

જગન્નાથજીનું મંદિર બહુ વિશાળ ને જૂનું છે. આશરે ૭૦૦ વર્ષ ઉપર અહીંના રાજા ભીમદેવે એ બંધાવેલું છે. કહેવાય છે કે કાળીચરણ નામનો વિદ્વાન બંગાળી બ્રાહ્મણ મુસલમાન બન્યો. તે ઈતિહાસમાં કાળા પહાડને નામે પ્રસિદ્ધ થયો છે. તેણે અહીં બહુ કતલ ચલાવેલી, અને પુરાતન મંદિરનો નાશ કર્યો હતો. તે પછીથી આ મંદિર બંધાવેલું હોવું જોઈએ.

ડાકોરમાં રણછોડરાયજીના મંદિરને છે એમ અહીં મંદિરની ચારે બાજુ ઊંચો ઊંચો કોટ છે. એ કોટની ચારે દિશાએ ચાર દરવાજા છે. સૌથી મોટા દરવાજાને સિંહદ્વાર કહે છે. એ દરવાજા ઉપર વિશાળ સિંહોની પ્રતિમાઓ છે. દર વર્ષે રથયાત્રાને દહાડે જગન્નાથજીની સવારી આ બારણામાંથી નીકળે છે.



રથયાત્રાનું દશ્ય

જગન્નાથજીનો રથ ખૂબ મોટો છે. મોટું ઘર જોઈ લો. એ ૪૫ ફીટ ઊંચો છે ને ૩૫ ફીટ પહોળો છે. એ ઉપરથી જ કેવડો જબરો હશે તેની તને કલ્પના આવશે. તળે ૧૬ મોટાં પૈડાં છે, ને તે વતી સેંકડો લોકો રથ ચલાવે છે. એ મુખ્ય રથની પાછળ બીજા બે રથ હોય છે. એકમાં બળરામજીની મૂર્તિ પધરાવે છે. બીજામાં કૃષ્ણબળરામનાં બહેન સુભદ્રાની મૂર્તિ બિરાજે છે. રથને મોટાં જાડાં દોરડાં બાંધેલાં હોય છે. લોકો એ દોરડાં ખેંચીને રથને ચલાવે છે. રથ બહાર નીકળે ત્યારે ચારે બાજુ ભીડ તો એટલી બધી થાય છે, કે પડે એના કકડા. બહુ પહેલાંના વખતમાં તો કહે છે, કે અહીં પૈડા તળે કચડાઈને મરી જવામાં કેટલાક અંધશ્રધ્ધાળુ લોકો પુણ્ય માનતા હતા. હવે ભગવાને આપેલો દેહ કોઇ આવી રીતે તજી દેતું નથી.

મંદિરની દક્ષિણ દિશામાં હનુમાનજીની મોટી મૂર્તિ છે. આપણાથી ત્રણગણી મોટી–આશરે ૧૪ ફીટ ઊંચી છે. તે પથ્થરની બનેલી છે.

જગન્નાથજી એટલે ભગવાન શ્રીકૃષ્ણ. તેમની, બળરામની તથા સુભદ્રાજીની મૂર્તિઓ લાકડાની છે. આપણા દેશમાં પહેલાં લાકડાની મૂર્તિઓ બનાવવાનો રિવાજ હતો, તેની આ મૂર્તિઓ સાક્ષી પૂરે છે.

ભગવાન કૃષ્ણચંદ્ર ને બળદેવજી ગોકુળમાં રહ્યા રહ્યા આનંદ કરતા હતા. એ તેમના મામા કંસથી સહન ન થયું. તેણે તેમને મારી નાખવાના ઇરાદે દૂત મોકલી મથુરા બોલાવ્યા. એ વેળા કૃષ્ણ ભગવાન તો જાણતા જ હતા કે કંસનું હવે આવી બન્યું છે. એ વેળાની સવારી એ જ રથયાત્રા. આપણી બાજુનાં મંદિરમાં તે જેમ ઊજવાય છે તેમ અહીં પણ ઊજવાય છે.

જગન્નાથજીની મૂર્તિ તથા બળરામજીની ને સુભદ્રાની મૂર્તિઓ બધી અપૂર્ણ છે. મૂર્તિઓ બહુ પુરાતન છે. હાલના મંદિરની અગાઉ એ મૂર્તિઓ હતી એમ કહેવાય છે. કૃષ્ણ ને બળરામની મૂર્તિઓને તો અધૂરા હાથ પણ છે. પણ સુભદ્રાની મૂર્તિને તો હાથ જરા ય નથી.

અહીં જુદાં જુદાં તીર્થોમાં જુદા જુદા રિવાજ હોય છે. મથુરાજીમાં આપણે બજારમાંથી મીઠાઇવાળાને ત્યાંથી પૂરીશાક વગેરે પાણીમાં રાંધેલું અનાજ વેચાતું લઇને ખાઇએ તેમાં જરાકે વટાળ નથી ગણાતો; ચુસ્ત વૈષ્ણવો પણ એ રીતે ખાઈ શકે છે. જમનાજીને પવિત્ર માન્યાં છે, ને તેમાંના જળથી રસોઇ થઈ એમાં એંઠાજૂઠાનો બાધ નથી ગણાતો. અહીં જગન્નાથજીમાં તો વળી તેથી પણ એક ડગલું આગળ છે.

અહીં તો જગન્નાથજીનો પ્રસાદ વાણિયા, બ્રાહ્મણ, નાગર, લુહાણા, પાટીદાર બધા એકી પંગતે એકી વખતે બેસીને ખાય છે, ને તેમાં નાતજાતનો જરાકે બાધ નડતો નથી. કાંઇક પ્રીતિભોજન જેવું! જગન્નાથજીને ધરાવેલો રાંધેલો ભાત સૂકવી તેના દાણા જાત્રાળુઓ પોતાની સાથે પોતાના દેશ લઇ જાય છે ને તેને પ્રસાદ તરીકે બધાંને વહેંચે છે.

જગન્નાથજીની એક છબી આ સાથે મોકલું છું.

નાનુ, લીલી, મોટા કાકા, સૌને મારા જયશ્રીકૃષ્ણ કહેજે.

લિ. તારા

**દિનેશના જયભારત**

## પ્રશ્નો

૧. જગન્નાથપુરી હિંદુસ્તાનને કયે કિનારે આવેલું છે? એ બહુ જાણીતું સ્થળ કેમ ગણાય છે?

૨. જગન્નાથપુરીમાં કયે દિવસે મોટો મેળો ભરાય છે?

૩. જગન્નાથજીનો રથ કેવડો છે? એને કેટલા ઘોડા જોડવામાં આવે છે? દરરોજ જગન્નાથજી એ રથમાં બેસીને ફરવા જાય છે?

૪. જગન્નાથજીના મંદિરનું વર્ણન કરો.

૫. જગન્નાથજી તેમજ મથુરામાં યાત્રાળુઓ આભડછેટ કે જાતિભેદ કેમ નથી ગણતા?

૬. તમે કોઈ યાત્રાના સ્થળે ગયા હો તો તેનું વર્ણન કરો.

૭. લેખકે ત્યાંની મૂર્તિઓ ઉપરથી શાં અનુમાન બાંધ્યાં છે?

૮. 'સિંહદ્વાર' એટલે શું? 'સિંહાવલોકન'નો અર્થ પણ શોધી કાઢો.



પાઠ ૫૪ મો

∷

# સ્વર્ગમાં કોણ ગયું?

∷

શ્રી. 'પ્રકાશમ્' રાવલ

[આ પાઠ 'બુદ્ધિનો બાદશાહ' નામના પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે. બિરબલ તેની બુદ્ધિ તેમજ ચતુરાઈ માટે જાણીતો છે. અહીં પોતાની બુદ્ધિથી તે પોતાનો પ્રાણ બચાવે છે. એટલું જ નહિ, પણ પૈસાની ખાતર તેનો પ્રાણ લેવા તૈયાર થનાર હજામને સ્વર્ગે મોકલે છે.]

રાજા બિરબલ પોતાની બુદ્ધિ, ચતુરાઈ અને હાજરજવાબીથી અકબર બાદશાહનો એટલો બધો માનીતો થઈ પડ્યો હતો કે બાદશાહને એક પળ પણ બિરબલ વગર ગમતું નહિ. આથી બાદશાહના કેટલાક દરબારીઓ બિરબલનું કાસળ કાઢવાનો

વિચાર કરતા હતા. આખરે એક દિવસે એક દરબારીએ બાદશાહના હજામને પોતાના પક્ષમાં લઈ બિરબલ સંબંધી બધીએ વાત કરતાં કહ્યું, 'જો તું અમે શીખવીએ તે મુજબ નામવરની હજામત કરતી વખતે નામવરને વાત કરે અને અમારું કામ પાર પડે તો અમે તને એક હજાર અશરફી તારા કામ બદ્દલ આપશું.' એક હજાર અશરફીનું નામ સાંભળીને હજામભાઈ તો ખીલ્યા ને કહેવા લાગ્યા, 'અરે, એમાં તે શું ? એ તો મારું જ કામ. પણ ભાઈલા, તમારું કામ પતે કે તરત મને મારું ઈનામ મળવું જોઈએ.'

'પહેલાં તો તું અમારું કામ કરી દે. તારું ઈનામ તૈયાર પડ્યું છે.' આ સાંભળી હજામભાઈ તો હરખાતા હરખાતા પોતાના ઘર ભણી ગયા.

બીજે જ દિવસે સવારના પહોરમાં ઊંઘમાંથી જ્યારે બાદશાહ જાગ્યા ત્યારે એમણે પોતાની દાઢી પર હાથ ફેરવતાં ફેરવતાં ચોકીદારને બૂમ પાડી, 'જા, જલદી બુલાકે લાવ.' આ સાંભળી ચોકીદાર તો વિચારમાં પડ્યો કે નામવર કોને બોલાવવા માટે કહે છે. એટલામાં રાજા બિરબલ ત્યાં આવતા જણાયા. ચોકીદારે બિરબલની પાસે જઈ કહ્યું, 'નામવરે કહ્યું છે કે 'જા, જલદી બુલાકે લાવ.' પણ મને સમજણ પડતી નથી કે કોને બોલાવી લાવું ? કદાચ એ તમને જ બોલાવતા હશે તો ?'

આ સાંભળી બિરબલે તેને પૂછ્યું, 'નામવર એ વખતે શું કરતા હતા ?'

'તેઓ એ વખતે ઊંઘમાંથી આંખ ઉઘાડી બેઠા થયા હતા.'

'એ વખતે એમનો હાથ ક્યાં હતો ?'

'એ પોતાની દાઢી પર હાથ ફેરવતા હતા.'

'ઠીક ત્યારે જા. નામવરના હજામને બોલાવી લાવ.'

બુદ્ધિધન બિરબલના કહ્યા મુજબ ચોકીદાર તો ખુશ થતો થતો હજામને બોલાવી લાવ્યો ને નામવર આગળ જઈ સલામ કરી બોલ્યો, 'હજૂર, જલદી બુલાકે લાયા હૂં.' એમ કહી પાછો ફર્યો.

હજામે તો બાદશાહની દાઢી પર હળવા હાથે અસ્તરો ફેરવતાં ફેરવતાં વાત છેડી.

'જહાંપનાહ, આપના વડીલોને સ્વર્ગમાં ગયે લાંબો વખત થયો છે, પરંતુ હજુ સુધી આપે એક વખત પણ એ લોકોના ખબરઅંતર પુછાવ્યા નથી. એ લોકોને સુખ છે કે દુઃખ એની તપાસ કરાવવી જોઇએ. એ આપ નામવરનો ધર્મ છે. જો તમે એમના ખબરઅંતર નહિ પુછાવો તો એ લોકોને મનમાં થશે કે અમારો અકબરશાહ ભલે મહાન હોય પણ અમને તો એ સાવ ભૂલી જ ગયો છે. એ લોકોને સારું લાગે માટે એક વખત તો આપ જરૂર એમના ખબરઅંતર પુછાવો.'

આ સાંભળી બાદશાહે પૂછ્યું, 'પણ આ કામ કરી શકે એવો કોઈ કાબેલ માણસ તારા ધ્યાનમાં આવે છે?'

આ સાંભળી હજામભાઈ તો બોલ્યા, 'હા, ખાવિંદ, હા.'

'કોણ?'

'આ કામ માત્ર રાજાજીથી જ—આપ નામવરના અંગત મિત્ર બિરબલથી જ—થઈ શકશે. કારણ એ જ સ્વર્ગમાં જઈ તમારા સ્વર્ગવાસી વડીલોના પૂરેપૂરા ખબરઅંતર લાવી શકે તેમ છે. એના પર તમારો પૂરેપૂરો વિશ્વાસ છે; એટલે તમારા વડીલોને પણ એના પર પૂરો વિશ્વાસ બેસશે. અને વળી નામવર, આપના દરબારમાં બીજો કોઈ વિશ્વાસ મૂકી શકાય એવો માણસ મળવો પણ મુશ્કેલ છે.'

'પણ એને સ્વર્ગમાં મોકલવો કેવી રીતે?'

'અરે! નામવર, એ માટેની ઠેઠ સ્વર્ગ સુધીની નિસરણી તૈયાર છે.'

'પણ કહે તો, કેવી રીતે?'

'નામવર, એ માટેનો રસ્તો મારી પાસે છે. એ બધીએ ગોઠવણ હું પોતે જ કરી શકું તેમ છું.'

'પણ કહે તો ખરો?'

'નામવર, ગોઠવણ એવી છે કે જો બિરબલને એક ચિતામાં સળગાવવામાં આવે તો તે ચિતાના ધુમાડાની સાથેસાથ સ્વર્ગમાં જ્યાં આપના વડીલો નિવાસ કરે છે ત્યાં જઇને ઊભો રહે. પછી એ પોતાની ઓળખાણ આપી, એમને ત્યાં આઠ પંદર દિવસ રહી એમના પૂરેપૂરા સમાચાર લઈ આપણે ત્યાં પાછો આવે.'

આ સાંભળી બાદશાહે હજામને કહ્યું, 'ભલે ત્યારે, કર તૈયારી.'

સદ્ભાગ્યે બિરબલે બાજુના જ ખંડમાં બેસીને બાદશાહ અને હજામની વચ્ચે થએલી વાત પૂરેપૂરી સાંભળી લીધી હતી. એણે તરત જ મનમાં નક્કી કર્યું કે આ એક કાવત્રું છે અને તે મારા વિરોધીઓએ રચેલું છે. પણ કાંઈ નહિ. હું તો ગમે તે યુકિત રચી મારો જાન બચાવી શકીશ, પરંતુ જે વિરોધીઓએ મારો જાન લેવા માટે હજામને ચઢાવ્યો છે એનો ભોગ હજામને જ બનાવવો પડશે. આમ મનમાં વિચાર કરી એ બાદશાહના દીવાનખાનામાં દાખલ થયો.

બાદશાહે બિરબલને જોતાં વેંત જ કહ્યું, 'બિરબલ, તારે આઠ દિવસ માટે મારાથી જુદા થવું પડશે. કારણ તારે મારા વડીલોની ખબર લેવા માટે સ્વર્ગમાં જવાનું છે. એ વિષે મેં

બધીએ વાતચીત હમણાં જ મારા હજામ સાથે કરી લીધી છે. માટે હવે તું પણ તૈયાર થઈ જજે.'

આ સાંભળી બિરબલે કહ્યું, 'હા, નામવર, એ વાતચીત મેં પણ મારા કાનોકાન સાંભળી છે; અને તે જે કહે છે તે વાત કાંઈ ખોટી પણ નથી.'

'શાબાશ. બિરબલ, શાબાશ.' બાદશાહે આનંદમાં આવી બિરબલને શાબાશી આપી.

એ જ અંધારી રાતે બિરબલે જે ઠેકાણે પોતાને માટે ચિતા સળગાવવાની હતી તે જગાએથી પોતાના ઘર સુધીનું એક ભોંયરું તૈયાર કર્યું. આ વાતની માત્ર એને અને એની પત્નીને જ ખબર હતી. બીજું કોઈ આ ભોંયરા વિષે જાણતું જ નહોતું.

નક્કી કરેલા દિવસે બિરબલ ચિતાની અંદર બેઠો અને જેવી હજામભાઈએ ચિતા સળગાવી કે તુરત જ એ ભોંયરા વાટે પોતાને ઘેર પહોંચી ગયો. ત્યાર પછી બિરબલ કેટલા યે મહિના સુધી ઘરની બહાર જ ન નીકળ્યો. આ તરફ પેલો હજામ અને બિરબલના બધા વિરોધીઓ આનંદમાં આવી ગયા. એમણે તો માની જ લીધું કે બિરબલ બળીને ખાખ થઈ ગયો છે. હવે આપણો રસ્તો સાફ થઈ ગયો છે.

થોડા દિવસ પછી બિરબલ દાઢી તેમજ માથા પર મોટી એવી જટા વધારી બાદશાહના દરબારમાં હાજર થયો. પહેલાં તો એને જોઇ કોઈ ઓળખી જ ન શક્યું. ખુદ શહેનશાહ અકબરશાહ પણ એના પ્યારા અંગત મિત્ર બિરબલને પિછાની ન શકયા. એટલે બિરબલ બોલ્યો, 'નામવર, આપ મને ઓળખી ન શકયા ? હું આપનો મિત્ર બિરબલ. હમણાં જ સીધો સ્વર્ગમાંથી જ ચાલ્યો આવું છું.'

બાદશાહના દરબારમાં બેઠેલા બિરબલના વિરોધીઓ એને ધારી ધારીને જોવા લાગ્યા કે એ બિરબલ જ છે કે કોઇ બીજો છે! એ લોકોએ મનમાં વિચાર કર્યો કે નક્કી કોઇ તરકીબ કરી સળગતી ચિતામાંથી છટકી ગયો લાગે છે: નહિતર એ જીવતો પાછો ફરે નહિ. આવો વિચાર આવતાં એ લોકો ધ્રૂજવા લાગ્યા.

બાદશાહે પૂછ્યું, 'કહો, રાજા બિરબલ, મારા વડીલોએ શો સંદેશો કહેવડાવ્યો છે?'

બિરબલ બોલ્યો, 'નામવર, એ લોકોને બીજું તો કશી વાતનું દુઃખ નથી; પણ........'

'શું પણ........બોલો........બોલો........'

'આ જુઓને, નામવર, મારી દાઢી અને જટા! કેટલાં બધાં વધી ગયાં છે? આપના વડીલોને માત્ર એક હજામનું જ દુઃખ છે. આ માટે એ લોકોએ કહેવડાવ્યું છે કે બાદશાહ અકબરને કહેજો કે તેઓ તરત તેનો પોતાનો જ હજામ અહીંયાં મોકલી આપે.'

આ સંદેશો સાંભળી બાદશાહે તુરત જ પોતાના હજામને બોલાવ્યો. તેને હુકમ કર્યો, 'તારે અત્યારે ને અત્યારે સ્વર્ગમાં જઇ મારા વડીલોની હજામત કરી આવવાની છે. જા, તું એકદમ તૈયાર થઇ જા. ને કાલ સવારે જ સ્વર્ગમાં રવાના થા. મારા બધા વડીલોની હજામત કરી વહેલો વહેલો પાછો આવજે.'

બાદશાહનો આ હુકમ સાંભળી બિચારો હજામ થરથર કાંપવા લાગ્યો. પણ એનાથી હવે શું બોલાય? કારણ એક હજાર અશરફી લેતી વખતે એને કાંઇ આવી ખબર નહોતી કે મારે જીવતાં ને જીવતાં બળી મરવું પડશે. હજામભાઈની તો 'ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે' એના જેવી દશા થઈ પડી.

બીજે દિવસે ગાજતે વાજતે હજામભાઈ તો વીલું મોં કરી ચિતામાં બેઠા. મનમાં તો બાદશાહને બધીએ વાત કહી દેવાનો

વિચાર કર્યો, પણ હવે નામવરને કાંઈ પણ કહેશું તો પણ મારો તો જાન જશે જ એમ વિચાર કરી એ નછૂટકે ચિતામાં બેઠા. અને ત્યાં તો ચિતાને સળગાવવામાં આવી અને તેઓ સીધા બાદશાહના વડીલોની હજામત કરવા સ્વર્ગમાં પહોંચી ગયા.

### પ્રશ્નો

૧. અકબરના દરબારીઓ હજામની મદદથી શું કરવા માગતા હતા ?
૨. અકબરની દાઢી કરતાં કરતાં હજામે અકબરને શું કહ્યું ?
૩. બિરબલને સ્વર્ગમાં મોકલવાની કેવી ગોઠવણ હજામે સૂચવી ?
૪. બળતી ચિતામાંથી બિરબલ કેવી રીતે બચી ગયો ?
૫. બિરબલે હજામને ફસાવવા શી યુક્તિ રચી ?
૬. સમજાવો :—ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે.
૭. નીચેના શબ્દોમાંથી વિશેષણ બનાવો :—
ચતુરાઈ, ઊંઘ, સ્વર્ગ, વિશ્વાસ, વિરોધ, આનંદ.



પાઠ ૫૫ મો

# એક ઘા

સ્વ. કલાપી

[ 'મૃગ અને ઉદ્યાન' નામનું કાવ્ય તમે વાંચ્યું હશે. એ જ વિષયનું આ કાવ્ય છે. બગીચામાં ઊડતા કોઈ નિર્દોષ પંખી ઉપર પથ્થરનો ઘા થતાં તે બિચારું કેવું કળ ખાઈને નીચે પડે છે! એનો રૂંધાતો શ્વાસ, ધડકતું હૃદય, તરફડતી પાંખો–કેવું કરુણ દૃશ્ય ઉત્પન્ન કરે છે! ઘા કરનાર કઠોર હૃદય પણ પીગળી જાય છે; અને પોતાની ભૂલને માટે પસ્તાવો કરીને એ કુમળા પંખીની સારવાર કરવા લાગે છે. પંખી કદાચ જીવતું થાય તો પણ કદી ઘા કરનાર પાસે આવતું નથી, દૂર જ રહે છે. એક વાર શ્રદ્ધા તૂટી, તે પાછી કદી આવતી નથી.

સ્વ. કલાપીએ અનેક કરુણ કાવ્યો લખ્યાં છે. તેમનું 'ગ્રામમાતા' નામનું કાવ્ય તમે શીખ્યા હશો. આ કાવ્ય એની સરળતાથી તથા તેમાં રહેલા વિચારથી તમને જરૂર ગમશે. ]

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો,
છૂટયો તે, ને અરરર! પડી ફાળ હૈયા મહીં તો!
રે રે! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઈ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં.

મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મારાજથી આ,
પાણી છાંટયું દિલ ધડકતે તો ય ઊઠી શકયું ના;
ક્યાંથી ઊઠે? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો!
ક્યાંથી ઊઠે? હૃદય કુમળું છેક તેનું અહોહો!

આહા! કિન્તુ કળ ઊતરીને આંખ તો ઊઘડી એ,
મૃત્યુ થાશે? જીવ ઊગરશે? કોણ જાણી શકે એ?
જીવ્યું, આહા! મધુર ગમતાં ગીત ગાવા ફરીને,
આ વાડીનાં મધુર ફલને ચાખવાને ફરીને.

રે રે! કિન્તુ ફરી કદી હવે પાસ મારી ન આવે,
આવે તો યે ડરી ડરી, અને ઈચ્છતું ઊડવાને;
રે રે! શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાળે ન આવે,
લાગ્યા ઘાને વીસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે.

## પ્રશ્નો

૧. પંખીને પથ્થર લાગતાં એની શી દશા થઈ?
૨. એ જોઈને ઘા કરનારના હૃદયમાં શી લાગણી જન્મી?
૩. ઘા કરનારે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કર્યું?
૪. પક્ષી સાજું થયું, પણ એના મનનો ભય ગયો? કારણ?
૫. પક્ષીને લગતા કોઈ પણ બનાવનું વર્ણન લખો.



પાઠ ૫૬ મો

# સ્વરાજનો સૂર્ય ઊગ્યો

શ્રી. ઈશ્વર પેટલીકર

[સ્વરાજ આવ્યું અને તે સાથે આપણા દેશમાં અનેક ફેરફાર થવા લાગ્યા છે. તેમાંનો એક જુદા જુદા પ્રાંતોમાં થતો દારૂનિષેધ છે. દારૂ પીવામાં આપણી ગરીબ પ્રજા દરવર્ષે કરોડો રૂપિઆનું પાણી કરે છે. એ ઉપરાંત તંદુરસ્તી, કુટુંબસુખ, વગેરેની પાયમાલી પણ થાય છે. માટે જ પૂ. ગાંધીજી દારૂની વિરુદ્ધ હતા. આ દારૂરૂપી રાક્ષસના પંજામાંથી પ્રજાને ઉગારવા આપણા પ્રાંતની સરકારે દારૂનિષેધનો કાયદો પસાર કર્યો છે. તેથી પ્રજાને ખૂબ લાભ થશે. ક્લેશ અને ગરીબાઈના સ્થાને અનેક કુટુંબોમાં શાન્તિ, સુખ અને સમૃદ્ધિ સ્થપાશે.

આ વાર્તા મૂળ વાર્તાનો એક ભાગ છે. તેમાં દારૂ પીવાનાં ખરાબ પરિણામ દર્શાવ્યાં છે અને દારૂનિષેધથી માધુ તેમજ ગંગાનું જીવન કેવું સુખી થઈ જાય છે તે બતાવ્યું છે. ગંગા નામની એક માતાપિતા વિનાની છોકરીને તેનો મામો અમદાવાદની મિલમાં કામ કરતા માધુ નામના દારૂડિયા સાથે પરણાવી દે છે. લગ્ન પછી ગંગા અમદાવાદ આવે છે. હવે આગળ વાંચો.]

ભાવિ સુખનાં સ્વપ્ન સેવતી ગંગા અમદાવાદ આવી. શહેરને એક છેડે ભંગીવાસથીએ ભૂંડી ચાલીમાં માધુ રહેતો હતો. સાત ફુટથી લાંબી નહિ એવી એક અંધારી ઓરડીને બારણે માધુના કબજાનું આથાવાળું તાળું લટકતું હતું. ઓરડી ખુલ્લી થતાં ગંગાએ શું જોયું? કલાઇ વિનાની એક થાળી, વાટકી અને એલ્યુમિનિયમની એક તપેલી, લોટો ને પ્યાલો. અનાજમાં ચોખાના ડબામાં બશેર ચોખા, પણ તેમાં ય ઉંદર મૂતર્યા હતા. બિલાડીએ દાળનો ડબ્બો ઊંધો વાળ્યો હતો. ઘેરથી આણેલી ગોદડી ફાટી ગઇ હતી.

સ્વગૃહે આવતી ગંગાને પ્રથમ પ્રશ્ન થયો : "પાંચ વરસથી રહે છે, પણ કશું છે જ નહિ ?"

બીજી ક્ષણે તેણે મન વાળ્યું : "નોકરીયે કૂતરા જેવી ને ? વહેલા ઊઠીને નાસવું પડે ને અંધારે ઘેર આવવાનું. ધીમે ધીમે સૌ નવું લાવીશું."

આમ ગંગાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો.

"અત્યાર સુધી શું કરો છો ?" રાત્રે નવ વાગ્યે આવતા માધુને ગંગા પૂછતી.

"થાકયાપાકયા ધીમે ધીમે આવીએ તે વાર થાય." માધુ જવાબ આપતો.

"મિલ કેટલા વાગ્યે બંધ થાય છે ?" અજાણી ગંગા પૂછતી.

"એનું કશું ય ઠેકાણું નહિ. સાતે ય થાય ને આઠે ય થાય." નાના બાળકને ઊઠાં ભણાવતો હોય તેમ માધુ કહેતો. અજાણી ગંગા શરૂઆતમાં સાચું માનતી. માધુ દારૂની ખબર ન પડે તેમ દારૂ પીને મોડી રાતે આવતો.

ઘરમાં અનાજ ખૂટતાં ગંગા પૂછતી : "પગાર આવ્યો ?"

"હજુ વાર છે."

ઘણાય દિવસ કંટાળી તે પૂછતી : "કેટલે દિવસે પગાર મળે ?"

ભોળી ગંગાને ભમાવવા માધુ જવાબ આપતો : "એનું કશું ય ઠેકાણું નહિ. શેઠની જેવી સગવડ." ગામડામાં મજૂરોને સગવડે મળતા પૈસાની માફક અહીં પણ હશે, એમ ગંગા સમજતી. પણ આવું અજ્ઞાન કયાં સુધી ટકે ?

ધીમે ધીમે માધુ પીધેલ હાલતમાં ઘેર આવવા લાગ્યો ને વગર વાંકે ગંગાને મારતો પણ ખરો. દુઃખી ગંગા ભાગ્યને દોષ

રોતી ચોધાર આંસુએ રડતી. ગમે તેવી અસહ્ય પરિસ્થિતિ પણ ટેવથી સહ્ય બને છે. ગંગા આ પરિસ્થિતિથી ટેવાઈ ગઈ.

“તમે આ ખોટી લત નથી મૂકવાના ?” માધુને ખુશમિજાજમાં જોઈ ગંગા કોઈ વખત ટકોર મારતી.

“ગંગા, ખરું કહું ? તે વખતે પઠાણની બીકે હું સંતાતો ફરતો હતો ને તેં કાનના વેઢલા વેચી પૈસા આપ્યા, ત્યારે મને ખરે એમ થયેલું કે હવે કોઈ દિવસ ના પીઉં. પણ લાલચુ મન નથી માનતું.”

ગરીબ બની જઈ જ્યારે આમ કહેતો ત્યારે ગંગાને લાગતું: “છે તો બિચારો ભલો, પણ વ્યસને ભૂંડો કર્યો છે.” અને આથી તો રોજ એ પ્રાતઃકાળે ઊંચે આકાશ તરફ મીટ માંડી કહેતી : “પ્રભુ! એમને બચાવજે.”

આમ તો દશ વર્ષ વહી ગયાં. બે બાળકની એ મા થઇ હતી, ત્રીજાની થવાની તૈયારીમાં હતી. પણ માધુની લત ના છૂટી તે ના જ છૂટી. એ વખત તો મારથી ગંગાનો હાથ ઊતરી ગયો. કેટલી યે ટંકો અનાજ વગર ગઇ હશે. માધુની એક માંદગીમાં તો એણે ઘરનાં રહ્યાંસહ્યાં વાસણ પણ વેચી દીધાં. માધુને એ લતમાંથી મુક્ત કરવા તે રિસાઇને ગામ જતી રહી. પણ તે એકનો બે ના થયો તે ના જ થયો.

ઓચિન્તુ એક સવારે તેણે સાંભળ્યું કે સરકાર અમદાવાદમાં દારૂ બંધ કરે છે. પીઠાં બધાં બંધ થવાનાં, દારૂ પીનારને સજા થવાની. ભક્તને ભગવાન મળ્યે જેટલો આનંદ થાય, તેથી યે અધિકો આનંદ ગંગાને થયો!

“સરકારનું ભલું થજો!” વાત સાંભળી ગંગાએ કહ્યું.

વાત કહેનાર બોલ્યો: “એ તો ગાંધીવાળા સરકાર થયા ત્યારે.”

"દારૂનું દુઃખ દૂર થયું–એટલે ધીમે ધીમે બીજાં પણ દુઃખ ઓછાં થશે." આનંદના આવેશમાં ગંગા બોલતી હતી. તેને થયું કે જરૂર તેની અરજ પરમેશ્વરે સાંભળી.

પણ દરિયો તરી નાવ કિનારે ડૂબે એમ એક દિવસ ગંગાએ કર્યું. આજે દારૂનિષેધનો પ્રથમ દિવસ હતો. દારૂના દૈત્યને આજે શહેરમાં બાળ્યો હતો. પણ ગંગાના ઘરમાં ખાવાનું કરવા બળતણ ન હતું. લાકડાંવાળો પૈસા માગતો એટલે નવાં લેવા જવાની તેની હિંમત ન ચાલી. એવામાં તેના પુત્ર કેશવે ખાવાની હઠ લીધી. આવતા સુખના પવને તેનામાં દુઃખ સહન કરવાની શકિત નષ્ટ થઇ હોય તેમ દુઃખનો આ છેલ્લો દિવસ તે સહન ન કરી શકી. અકળાઇને વગર વાંકે તેણે પુત્રને માર્યો. નાની મણિની આંખ લૂછતી હતી એવામાં માધુ આવ્યો. રોજના કરતાં વહેલો. આજે તેનું મોં વાસ મારતું ન હતું. પણ તેનો મિજાજ ઠેકાણે હોય તેમ લાગતું ન હતું.

કોટ ખીંટીએ ભરાવવા જતાં નીચે પડ્યો. દારૂ ન મળવાથી ચઢેલી રીસ તેણે નિર્જીવ કોટને લાત મારીને કાઢી. તે બાળકો તથા ગંગા તરફ આંખ કાતરી બહાર જઇ બેઠો. જાણે એમને જ પાપે દારૂનિષેધ ન થયો હોય તેમ માધુએ કર્યું.

"જોઉં તો ખરી!" એમ વિચારી ગંગાએ કોટનાં ખિસ્સાં તપાસવા માંડ્યાં. આજ થયેલો આખો ય પગાર અકબંધ હતો. પીઠું બંધ થવાનું હોવાથી પીઠાવાળે તો પહેલેથી જ પૈસા ચૂકતે કરી લીધા હતા. દારૂમાંથી વધે ત્યારે બીજે દેવું કરે ને? એટલે આજે પગારમાંથી એક પાઈ વપરાયેલી ન હતી. ગંગાના આત્માએ જીવનમાં આજ પહેલવહેલો અકથ્ય આનંદ અનુભવ્યો. એ સાંજે આખું ય કુટુંબ સંતોષથી કંસાર જમ્યું!

* * * *

ચૈત્રી પૂનમનો ચંદ્ર આકાશની અટારીએ રમવા નીકળ્યો હતો. રૂપેરી ચાંદનીમાં નાનાશા ઘરની પતરાંની અગાસી ઉપર બેસી એક કુટુંબ આનંદ કરતું હતું. મણિ અને કેશવ પતરાં ઉપર પગ પછાડતાં હતાં. ગંગાના ખોળામાં નાનો બચુ હસતા ચંદ્રને જોઈ હસતો હતો.

"આખા દેશે દારૂનિષેધની પહેલી જયંતી ઊજવી." માધુએ કહ્યું.

"આપણે ય આપણા જીવનની પહેલી જ જયંતી જોઇ ને?" ગંગાએ પ્રશ્ન કર્યો.

"આપણે જ કેમ? કેટલાં યે દુ:ખી કુટુંબોની આ પહેલી સુખી જયંતી હશે." માધુએ ભૂલ સુધારી.

આજ છ માસથી માધુ અને તેનું કુટુંબ અંધારી ઓરડી ખાલી કરી આ નાના પણ પ્રકાશ અને સગવડવાળા ઘરમાં રહેતું હતું.

"ગંગા! તેં બહુ દુઃખ વેઠયું હોં!" માધુએ કહ્યું.

"ને છેવટે પરમેશ્વરે આપણી સામે જોયું." ગંગા બોલી.

આમ પતિપત્નીની વાતમાં કેશવ માથું મારતાં બોલ્યો: "બાપુ! તમે પહેલાં મારી બાને બહુ મારતા, ખરું ને?" અને કેશવ બોલી રહે તે પહેલાં તો મણિ બોલી: "ને બાપુ ના હોય ત્યારે બા કેટલું રડતી?"

"હવે તો બા સારું સારું ખાવાનું અને સારાં સારાં કપડાં આપે છે." કેશવે કહ્યું.

"પેલા ઘરમાં રહેતાં ત્યારે તને, ખાવા માગ્યું ત્યારે, બાએ કેવો માર્યો હતો તે યાદ છે?" મણિએ ભૂતકાળ યાદ કર્યો.

"અને ત્યાં તો નિશાળ પણ ન હતી. અહીં તો પાસે જ નિશાળ. હવે તો મને બજારનાં બધાં ય પાટિયાં વાંચતાં આવડે છે."

બન્ને પતિપત્ની નિર્દોષ બાળકોની વાતો સાંભળ્યે જતાં હતાં. તેમાં નાની મણિએ પૂછ્યું: "બાપુ! હવે મારી બાને મારશો?"

માધુએ હસતાં જવાબ આપ્યો: "હવે તો તારી બા માર ખાય તેવી નથી હોં!"

આકાશની છેક ઊંચી અટારીએ બેઠો બેઠો ચંદ્ર હસી રહ્યો હતો.

## પ્રશ્નો

૧. માધુની ઓરડીમાં ગંગાએ શું જોયું?
૨. માધુ ઘેર મોડો શા માટે જતો?
૩. માધુની દારૂ પીવાની લતથી ગંગાને શું શું સહન કરવું પડયું?
૪. દારૂનિષેધને પહેલે દિવસે માધુનો પગાર અકબંધ શા માટે હતો?
૫. દારૂનિષેધ શરૂ થયો તે દિવસ માધુના કુટુંબે કેવી રીતે ઊજવ્યો?
૬. દારૂનિષેધ શરૂ થયા પછી માધુના જીવનમાં થયેલા ફેરફારનું વર્ણન કરો.
૭. "દારૂનિષેધ" ઉપર ટૂંકો નિબંધ લખો.
૮. નીચેના શબ્દોના અર્થથી ઊંધા અર્થવાળા શબ્દો લખો:—
સ્વગૃહ, સગવડ, ભૂંડો, નિર્જીવ, નિર્દોષ.



પાઠ ૫૭ મો

::

# સ્કાઉટ્સ અથવા કુમારસેના

::

**શ્રી. ગજાનન ભટ્ટ**

[શ્રી. ગજાનન ભટ્ટ ભાવનગર રાજ્યના મુખ્ય અધિકારી હતા. 'કુમાર'માં છપાયેલો આ તેમનો લેખ અહીં ટૂંકાવીને ઉતાર્યો છે. સ્કાઉટે કયી પ્રતિજ્ઞાઓ લેવાની હોય છે, તે દેશને અને સમાજને શી રીતે ઉપયોગી થઈ પડે, સ્કાઉટ બનવાથી કુમાર શું શીખે, વગેરે હકીકતો વાંચતાં તમને ઘણો રસ પડશે અને સ્કાઉટ બનવાનું મન થઈ જશે. 'સ્કાઉટ મંડળ'ના સ્થાપક લૉર્ડ બેડન પૉવેલ હતા.]

'સ્કાઉટ' શબ્દ અંગ્રેજી છે. ગુજરાતીમાં તેને આપણે 'બાલચર' કે 'બાલસૈનિક' કહીએ છીએ; પણ તેથી એ શબ્દનો પૂરો અર્થ સમજાતો નથી. બાલચર કે બાલસૈનિકને બદલે 'કુમાર' શબ્દ જ યોગ્ય છે; અને 'બાલચમૂ' કે 'બાલસેના'ને બદલે 'કુમાર-સેના' જ ઠીક જણાય છે.

'સ્કાઉટ'નો મૂળ અર્થ તો પગી છે. પગીનું કામ ગામ કે શહેરની આસપાસ ભમવાનું અને વસ્તીની બહાર ફરતા ચોર, લૂંટારા કે બદમાસો પર નજર રાખવાનું હોય છે. પગી ગીચ જંગલો કે આડાઅવળા રસ્તાઓનો ભોમિયો હોય છે. તે ચોરનાં 'સગડ' એટલે 'પગલાં' શોધી કાઢવામાં ચોક્કસ હોય છે, તેથી તેને પગી કહેવામાં આવે છે.

હમણાં 'સ્કાઉટ' શબ્દ વધુ વિશાળ અર્થમાં વપરાવા લાગ્યો છે. 'સ્કાઉટ'નાં ધર્મ અને જવાબદારી વધ્યાં છે. 'સ્કાઉટ' એટલે પગી કે ચોકીદાર નહિ, કે માત્ર ભાડૂતી લડવૈયો નહિ. પણ 'સ્કાઉટ'માં સેવા કરવાની સ્વેચ્છા હોય, એટલે કે એ ઈચ્છા કોઈ જાતના દબાણ કે દ્રવ્યની લાલચથી આવેલી હોય નહિ. 'સ્કાઉટ' સ્વમાન અને સ્વદેશાભિમાનનો પાલક છે.

સ્કાઉટની હિલચાલ એટલી બધી લોકપ્રિય થઈ પડી છે, કે હાલ દુનિયાના દરેક મુલકમાં તેની મોટી મોટી સંસ્થાઓ સ્થપાઈ છે. હમણાં હમણાં હિંદુસ્તાનમાં સરકારે અને બીજાં કેટલાંક રાજ્યોએ તે હિલચાલને ઉત્તેજન આપ્યું છે. ઊગતી પ્રજાની કેળવણીમાં 'સ્કાઉટિંગ'ને આગળ કરવામાં આવ્યું છે.

દરેક સ્કાઉટ ખાખી પહેરણ, ખાખી ફેંટો કે ટોપી અને ખાખી ચડી પહેરે છે તથા હાથમાં મોટી લાકડી રાખે છે. ગળામાં

સ્કાઉટની નિશાનીવાળો રૂમાલ બાંધે છે. કુદરતમાં ભટકવાથી, છાવણીઓમાં વસવાથી તેમને ઘણો અનુભવ મળે છે, અને બધે જ તેઓ ઉપયોગી જનસેવક થઈ શકે છે.


સ્કાઉટ

માત્ર ૧૧ થી ૧૮ વરસની ઉંમરના છોકરાઓ 'સ્કાઉટ મંડળ'માં દાખલ થઈ શકે એમ નથી, પણ મોટી વયે સભ્ય તરીકે ચાલુ રહી શકે છે. આ 'કુમારસેના' એટલે દુનિયાનું મોટું બંધુમંડળ.

'સ્કાઉટમંડળ'નો મૂળ હેતુ એ છે કે છોકરાઓ પોતાની મેળે પોતાની તૈયારી કરી લે અને તેમ કરવામાં રહેલો આનંદ અનુભવે. તેમને જંગલમાં પોતાની છાવણી બાંધતાં શીખવવામાં આવે છે. રાતે કે દિવસે અજાણ્યાં સ્થળોમાં રસ્તો શોધી કાઢવાનું કે જંગલમાં તાપણું કરીને ત્યાં જ રસોઈ બનાવી લેવાનું શીખવાય છે. કોઈની જિંદગી બચાવવાનું, પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાનું, અને હંમેશાં કોઈનું ભલુ કરવાની તક શોધવાનું કહેવામાં આવે છે. કુમારસેનાને લીધે જુવાન પ્રજાનું બળ છૂટું છવાયું અને ખોટે રસ્તે ખરચાઈ જવાને બદલે એકત્ર થાય છે અને ઉપયોગી કામમાં વપરાય છે.

'સ્કાઉટ મંડળ'નો સ્થાપક જનરલ લોર્ડ બેડન પોવેલ હતો. તેણે બાળપણથી જ 'સ્કાઉટ' તરીકે જીવન ગાળવું શરૂ કર્યું. નિશાળમાં તે ચોખ્ખી રમત રમનાર હતો, અને કોઈ તેને રમતમાં હઠાવી શકતું નહિ. તે પોતાની વાતો નકશા દોરીને સમજાવતો. દરેક સ્કાઉટને માર્ગો સમજવા અને સમજાવવાની કળા સારી રીતે આવડવી જોઈએ.

અમેરિકામાં લાખોની સંખ્યામાં 'સ્કાઉટ' છોકરાઓ છે તેમનો એક નિયમ આ છે કે 'સ્કાઉટ' હંમેશાં શરીરે ને વિચારે સ્વચ્છ હોય; સાફ બોલે, સાફ રમત રમે, સાફ વર્તન રાખે અને ઊંચી સોબતમાં જ ફરે. ઇંગ્લંડના 'સ્કાઉટ મંડળે' સમુદ્રકાંઠાની ચોકી રાખવાનું કામ ઉપાડી લીધું છે. તેમાંના કેટલાક રેલવેના પુલ સંભાળે છે, કેટલાક તારના માર્ગોનું જતન કરે છે. પોલીસ પણ આ મંડળની મદદ લે છે. એકલા લંડન શહેરમાં બે હજાર ઉપર 'સ્કાઉટ' જુવાનો કામ કરે છે. તેઓ નૌકાખાતામાં, લડાઈખાતામાં અને દવાખાનામાં પણ અમૂલ્ય સેવા કરે છે. શદેશના 'સ્કાઉટ મંડળો'એ ભેગાં થઈ એક 'મહાબંધુ-મંડળ' સ્થાપ્યું છે.

'સ્કાઉટ' થવાને લાયક બનવા કેટલુંક શિક્ષણ જરૂરનું છે. 'સ્કાઉટે' પોતાના ઉપરીને ખાતરી આપવાની હોય છે કે પોતે સ્કાઉટનો કાયદો પાળે છે, નિશાનીઓ ઓળખે છે, અને જુદી જુદી સલામી સમજે છે; તેમજ દેશનો વાવટો ઉડાવી ખબર આપવાનું અને સમજવાનું જાણે છે. તરેહ તરેહની ગાંઠો વાળવાનું કે છોડવાનું કામ પણ તેને આવડે છે. આ જાતના શિક્ષણમાં મહેનત ઉપરાંત સાચી મોજ પણ છે. પડાવ નાખવાના આનંદનો અનુભવ ઓર જ છે.

'સ્કાઉટ' તરીકે નામ નોંધાવતી વેળા દરેકે ત્રણ પ્રતિજ્ઞાઓ લેવાની હોય છે:

(૧) હું ઇશ્વર અને રાજ તરફની મારી ફરજ બજાવીશ.

(૨) બીજાઓને ગમે તે પળે મદદ કરીશ.

(૩) 'સ્કાઉટ'નો કાયદો બરાબર પાળીશ.

'સ્કાઉટ મંડળ'માં ત્રણ વર્ગ હોય છે. મંડળમાં દાખલ થયા પછી બીજા વર્ગના 'સ્કાઉટ' બનવાનું હોય છે, અને પછીની પરીક્ષામાં પાસ થઇને પહેલા વર્ગનું પદ મેળવવાનું હોય છે. પહેલા વર્ગના સ્કાઉટને ઘણી બાબતો જાણવી પડે છે. તેમાં મોર્સ પદ્ધતિ (તારની ભાષા) મુજબ સંદેશા લેવા અને પહોંચાડવા, અકસ્માતની વેળાના તાત્કાલિક ઇલાજ જાણવા, સાદી રસોઈ આવડવી, નકશો સમજવો, વગેરેનો સમાવેશ થાય છે. આ સિવાય જુદી જુદી કુશળતાઓ મેળવવા માટે તેમને બીજા લગભગ પચાસ જાતના ચાંદ અપાય છે.

આપણા દેશમાં પણ 'સ્કાઉટ' હિલચાલ કેટલેક ઠેકાણે યોગ્ય પદ્ધતિ પર ચાલે છે. વડોદરાના ખુદ શ્રી. પ્રતાપસિંહ 'સ્કાઉટ' થયા છે. ભાવનગરના મહારાજા શ્રી. કૃષ્ણકુમારસિંહ 'સ્કાઉટ' છે. બીજા ઘણા રાજકુમારોએ પણ 'સ્કાઉટ' તરીકેની તાલીમ લીધી છે.

'સ્કાઉટ' વિષે આટલી હકીકતો જાણ્યા પછી તમને 'સ્કાઉટ' થવાની ઈચ્છા થશે જ. 'સ્કાઉટ' થવા માટે તમારાં માબાપની પરવાનગી જરૂર લેજો. કોઈ 'સ્કાઉટ મંડળ'માં ન જોડાઇ શકો તો પણ તમે 'સ્કાઉટ'ની જિંદગી ગાળી શકો તેમ છો જ. આ પાઠમાં બતાવેલા બધા ગુણો કેળવે તે 'સ્કાઉટ મંડળ'માં ન હોય છતાં પણ 'સ્કાઉટ' છે.

### પ્રશ્નો

૧. 'સ્કાઉટ' શબ્દોનો મૂળ અર્થ શો છે?
૨. 'સ્કાઉટ મંડળ' નો સ્થાપક કોણ હતો? એ મંડળનો મૂળ હેતુ શો છે? 'સ્કાઉટ'નો જીવનમંત્ર શો હોય?
૩. જુદા જુદા દેશોમાં આ 'સ્કાઉટ મંડળ' કયી સેવા બજાવી રહ્યું છે?
૪. દરેક કુમારને 'સ્કાઉટ' બનતાં કયી પ્રતિજ્ઞાઓ લેવી પડે છે?
૫. આપણા દેશમાં 'સ્કાઉટ' ની હિલચાલ ચાલે છે કે નહિ?
૬. 'સ્કાઉટ' બનવાથી ચારિત્ર્ય કેવી રીતે ઘડાય છે?



પાઠ ૫૮ મો

∷

# કાચબા—કાચબીનું ભજન

∷

ભોજો ભગત

[આ કાવ્ય જૂની ઢબનું જાણીતું ભજન છે. ઈશ્વરમાં શ્રદ્ધાવાળાં પ્રાણીઓને ઈશ્વર હંમેશાં મદદ કરે છે એમ કવિ અહીં સૂચવે છે. કાચબો–કાચબી સમુદ્રમાંથી પ્રભુનાં દર્શન કરવા બહાર નીકળ્યાં. ત્યાં શિકારીએ તેમને પકડી લીધાં. પણ ઈશ્વરે આખરે તેમને બચાવ્યાં.]

કળકળ મા કાચબી કૂડી રે, રામૈયાની રીત છે રૂડી; ટેક
ધણીનો આશરો ધારે રે, તેને મારો સાહેબો તારે રે.
કાચબો કાચબી સાયરે રહેતાં, હતાં હરિનાં દાસ;
દર્શન કારણ બારણે નીસર્યાં, રાખીને વિશ્વાસ;
 નીકળતાં નજરે ભાળ્યાં, પારધીએ બાંધી વાળ્યાં. ૧
કાચબી કહે છે કાચબાને, 'તેં કહેણ ન માન્યું, કંથ:
આપણ બેઉને ઝાલીને ચાલ્યો, એ તો લાંબે પંથ,
 હતાં બેઉ જીવ સંગાથે, પડ્યાં પાપીને હાથે.' ૨

પાપીએ પાપ પરગટ કીધાં, ઓર્યાં આંધણમાં ય;
ચોદશથી સળગાવિયાં, દુઃખી થયાં બહુ ત્યાંય;
'ક્યાં છે તારો સારંગપાણિ? માથે આવી મોત-નિશાની.' ૩
કાચબો કહે છે કાચબીને, 'તું રાખની ધારણ ધીર;
આપણને ઉગારશે વહાલો જુગતેશું જદુવીરઃ
ચિંતા મેલી શરણે આવો, મરવા તુંને નહિ દે માવો.' ૪
'વારતી'તી ત્યારે શીદને મારું, કંથ, ન માન્યું કહેણ?
કાળ આવ્યો કોણ રાખશે? તમે નીચાં ઢાળો નેણઃ
પ્રભુ તારો ના'વ્યો, પ્રાણી, માથે આવી મોત-નિશાની.' ૫
કાચબી કહે છે, 'ક્યાં છે તારો રાખણહારો રામ?
હરિ નથી કોઈના હાથમાં, તમે શું બોલો છો, શ્યામ?
મરવા ટાણે મતિ મૂંઝાણી, તૂટ્યા પછી ઝાલવું તાણી.' ૬
'ત્રિકમજી ત્રણ લોકમાં મારે તમારો છે ઇતબાર;
અટક પડી, હરિ આવજો, મારા આત્માના આધારઃ
છોગાળા વાત છે છેલી, થાજો બળતાંના બેલી.' ૭
કાચબી કહે છે, 'કોણ ઉગારે? જાતો રહ્યો જગદીશ;
ચારે દિશાએ સળગી રહ્યું, તેમાં રહ્યાં વિચોવિચઃ
જેનો વિશ્વાસ છે તારે, તેનો ઇતબાર ન મારે.' ૮
'બળતી હોય તો બેસને મારી પીઠ પર રાખું પ્રાણ;
નિંદા કરે મારા નાથની, તે તો મારે છે મુજને બાણઃ
વહાલો મારો આવશે વહારે, ચોરાશીથી મને ઉગારે.' ૯
કાચબી કહે, 'કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અન્ત;
પ્રાણ ગયા પછી પહોંચશે, તમે તે શું બાંધ્યો તંત!
આમાંથી જો આજ ઊગરીએ, તો તો બહાર પગ ન ભરીએ.' ૧૦

'વિઠ્ઠલજી, મારી વિનતિ સુણી, શામળા, લેજો સાર;
લાજ લોપાશે લોકમાં, બીજી વાંસે કોની વહાર?
હરિ, મારી હાંસી થાશે, પ્રભુ, તારી પતીજ જાશે.' ૧૧

કેશવજીએ કરુણા કીધી, મોકલ્યા મેઘ મલાર;
અધવચથી ઉગારિયાં વહાલે, લેશ ન લાગી વાર:
ભોજલ ભરૂંસો જેને, ત્રિકમજી તારશે તેને. ૧૨

## પ્રશ્નો

૧. કાચબો-કાચબી કયાં રહેતાં હતાં?
૨. તેમને કોણ ઉપાડી ગયું?
૩. પછી એ બન્નેને શી મુશ્કેલી પડી?
૪. કાચબાને ઈશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ હતો એ દર્શાવતી બે પંક્તિઓ લખો.
૫. કાચબીને ઈશ્વરમાં વિશ્વાસ ન હોતો એ દર્શાવતી બે પંક્તિઓ લખો.
૬. આ કાવ્યમાં ઈશ્વર સંબંધી વપરાયેલા જુદા જુદા શબ્દોની નોંધ કરો.
૭. ઈશ્વરે કાચબા-કાચબીને કેવી રીતે બચાવ્યાં?



પાઠ ૫૯ મો

# ખુદાબક્ષ મુસાફરો

શ્રી. ચંદ્રવદન મહેતા

[રેલવેમાં મુસાફરી કરતાં તમને મફતિયાં મુસાફરોનો અનુભવ જરૂર થયો હશે. એવા મુસાફરોમાં કેટલાક ખરેખર ગરીબ હોય છે, તો કેટલાક બદમાસો અને ખીસાકાતરુઓ પણ હોય છે. સાધુઓ અને ફકીરો તો ટિકિટની એક પાઈ પણ ખરચ્યા વિના આખા દેશની મુસાફરી કરતા હોય છે. એક ગાડીમાંથી એમને ઉતારો તો બીજી ગાડીમાં એ ચડી જ બેસવાના.

'આગગાડી' નામે એક નાટકમાં શ્રી. ચંદ્રવદન મહેતાએ આવા જુદા જુદા પ્રકારના ખુદાબક્ષ મુસાફરોનો શંભુમેળો રચ્યો છે. પારસી ટિકિટ કલેક્ટર અને આવા મુસાફરો વચ્ચેનો સંવાદ ખરેખર હાસ્ય ઉપજાવે છે. પાછળથી વિદ્યાર્થી આવીને કેવી રીતે આ મુસાફરોને ફરીથી ગાડીમાં બેસાડી આપવાની સગવડ કરી આપે છે, તે હકીકતના નિરૂપણમાંથી પણ હાસ્ય જન્મે છે.

સાથે સાથે લાંચ લેતો ટિકિટ કલેક્ટર અને કીમતી વસ્તુઓ ગળી જતું રેલવેનું વૉચ ઍન્ડ વૉર્ડ ડિપાર્ટમેન્ટ–એ બે પ્રત્યે પ્રકાશ ફેંકીને લેખકે રેલવેના વહીવટ સામે ટકોર કરી છે. જો રેલવેના નોકરો જ રેલવેની ચોરી કરતા હોય તો બીજાઓને તેમ કરતા એ કેવી રીતે રોકી શકે? આ આખો પ્રવેશ હળવા હાસ્યરસથી તરબોળ છે. તમારી શાળાના મેળાવડામાં એ ભજવવો તમને ગમશે.]

[વારાફરતી મુસાફરો ટિકિટ આપી નીકળતા જાય છે. તેવામાં એકાએક એક ટિકિટ–બાદશાહ બૂમ પાડી ઊઠે છે.]

**ટિકિટ કલેક્ટર:** એઈ! એઈ! ઊભો રહે, કાં જાયચ? ટિકિટ કાંય?

**ઉતારુ:** સાહેબ, હમણાં જ આપી ને!

**ટિકિટ કલેક્ટર:** ચલ રે જુઠ્ઠા! ઊભો રહે એમ, આય બાજુ; ચલાવ, ચલાવ, એઈ! આ કોણનો સામાન છે?

**એક ઉતારુ:** મારો.

**ટિકિટ કલે૰:** ઊભા રહો બાજુએ, જોખાવવો પરસે.

**એક ઉતારુ:** પણ સાહેબ એક ટિકિટમાં—

**ટિ૰ કલે૰:** કટકટ નહિ; જાસ્તી વાત નહિ. તાવદાન જેવો દાગીનો બાંધી લાયાચ, તે સું રેલવે મફતની ઊંચકી લાવસે?

**ઉતારુ:** અરે પણ સાહેબ, એ કાં ખટપટમાં ઊતરો છો. કંઈ પતતું હોય તો પતાવોની.

ટિ૦ કલે૦ : એમ સીધા આવસો તમે. વારુ, ઊભા રેઓ !

[ઉતારુ પાવલી કાઢીને આપે છે]

ટિ૦ કલે૦ : નહિ નહિ. એ કંઈ ચાલસે નહિ. એમાં સું મારો દારો પાકીઓ.

ઉતારુ : અરે સાહેબ, લ્યો, બસ ? ગરીબ માણસ છું, ચાલો રાજી રહો.

[બીજી પાવલી આપે છે ને જાય છે]

ટિ૦ કલે૦ સાલા મફતમાં મન મનના * સામાન લઈ જવા છે ! કેમ, એઈ ! તારો સું વિચાર છે હવે ? ટિકિટ લાવ, નહિ તો પૈસા ભરી દે.

ઉતારુ : અરે, પણ સાહેબ હમણાં જ તમને હાથોહાથ ટિકિટ આપીને !

ટિ૦ કલે૦ : ચલ ! ચલ ! વગર ટિકિટે આયોચ ને પાછો....

[ એક જણ જાય છે ]

એ મિસ્ટર ! કાં ?

જનાર : હું તો એક જણને મૂકવા આવ્યો હતો.

ટિ૦ કલે૦ : હોસે, પન પ્લેટફોર્મ પાસ કાં છે ?

જનાર : નથી લીધો.

ટિ૦ કલે૦ તો સું બાવાની રેલવે છે ! આનો મૂકી દો.

જનાર : ઓલરાઈટ ! આનો લ્યો, પણ લાંબી વાત નહિ જોઈએ. લ્યો, લાવો રસીદ.

ટિ૦ કલે૦ : સું એક આનો ભરોચ, તેની વલી રસીદ જોઈએ ચ. જો કાયદો બતાવવા આયા ચ તે !

જનાર : રસીદ આપવી છે કે નહિ ! નહિ તો હું જાઉં છું

---

* મણમણના.

સ્ટેશન માસ્તર પાસે. [ ઉતારુને ] તમે પણ, ભાઈ! પૈસા આપો તો રસીદ લેજો હું !

**ટિ૦ કલે૦** : વારુ, વારુ, હવે લાહ્યરી ના કરો ને! સમજ્યા એ તો. જાઓ બંને. વલી તમારે વેરે રસીદો કાઢવા બેસું ને કલાક બગારું-જાઓ બાપા, જાઓ. મારે સું ? રેલવે રરસે !

[પેલા બે જાય છે.]

સાલી જાતજાતની ખોપરી આવે છ તો. લે ચાલ. આ વલી આજે પાછી પલટન આવી.

[ એક સિપાઇ ટોળાબંધ ભિખારીઓને બહાર કાઢતો નીકળે છે. એમાં એક ફકીર છે, કાણુ મરદલીબૈરાં છે, સાધુ છે, કાઠિયાવાડી અંત્યજ સ્ત્રીપુરુષ છે, છોકરાંઓ છે, આંધળો છે, એક કોઇ દેખાતું સારું પણ ગરીબ કુટુંબં છે. ]

**ટિ૦ કલે૦** આયા પાછા ચીનના સાવકારો ? સું અથંગ મુસાફરો છે ! બધા જ થુ* કે ?

**સિપાઈ** : ચલો, સાલાઓ !

**ફકીર** : અબે જાતા હે, ગાલી મત દો.

**ટિ૦ કલે૦** : અરે ચલચલ, મવાલી ! મફતની મુસાફરી કરવીચ ને લાહ્યરી કરેચ પાછો. જાની વરી જવા દઉંચ, નહિ તો હમનાં પોલીસને સોંપસ.

**ફકીર** : અબે દેખા તેરા પોલીસ.

**ગરીબ** : માબાપ ! પૈસા હોત તો ટકટ ન લેત ? પણ દેશમાં દકાળ પડ્યો ને બાપજી........

**ટિ૦ કલે૦** : દકાલ પરીઓ, દકાલ ! તેથી સું રેલવે તમારા પર સખાવત કરે ? સું વાત લાયાચ ! આમ જોની, આમ ? આ સાલો ઢોંગી આંધલો, કંઈ નહિ તો એક મહિનાથી એને

* મફતિયા

જોઉંચ. અહીંથી તાં ને તાંથી અહીં. સ્ટેસન આવેચ તારે તો કેવું દીસેચ !

**સાધુ** : અરે ટિકિટ માસ્તર ! કાયકુ ખફા હોતે હે; જાને દો. સાધુલોક હય !

ટિ૦ કલે૦ : હા, સાધુ ! તને સાલો કોન સાધુ કેસે ? તગરા જેવો તો છે ! સાધુ થઇને આયોચ. જાટ્રા કરવીચ તો કરની પગે ચાલીને ! આમ રેલવેમાં સાનો ચરી મરેચ ?

**સાધુ** : અરે માસ્તર ! સારા હિંદુસ્તાન ફિરા, મગર તુમ્હારા જૈસા નહિ મિલા.

**ફકીર** : હાં, સચ હે. હમ ઔર એ દોનોં સબ દેશ ઘૂમે, મગર ઐસા નહિ મિલા.

ટિ૦ કલે૦ : તો બચ્ચા આજ તો મલીઓ ને ? આય િસક્કલ બી ઢયાનમાં લઈ લેજે, દીકરા ! મારી બી તુને એક જાટ્રા જ થઇચ. ચાલો અથંગાઓ !

**કાબુલી** : કયા, જાઓ જાઓ ? યે રાસ્તા હે ! તુમારા આપકા હે ?

**ફકીર** : અબે ચલો બે ધરમસાલામેં, ઓ પહેુંકુ ટકટકને દો.

ટિ૦ કલે૦ : કેમ, એઈ ફાસ જાયચ કે—એ ? ફકીર !

**એક બીજો** : અબે આગગાડી વાલો નહિ દેખા તો. એઈ માસ્તર ! સુન ! સારે હિંદોસ્તાન ફિરા, મગર અબી તક એક પાઈકી ટિકિટ નહિ નિકાલા.

ટિ૦ કલે૦ : તો બચ્ચા ! આ તારો બપ્પાવો તારી સુધ ઠેકાને લાવસે. જોઉંચની કયી ટ્રેનમાં કેમ જાયચ તે. ચલો, જાઓ.

**સાધુ** : હમ તો યહીં બયઠે. તેરેમેં તાકાત હો તો ઉઠા.

[ એક વિદ્યાર્થી આવે છે ]

**વિદ્યાર્થી** : કેમ પેસ્તન ! આ બધી શાની જાન એકઠી કરી છે?

દિ૦ કલે૦ : અરે જોની, સાલા ! આ રેલવેને રરાવવા નીકલ્યાચ તે ? ને પેલો સાધુ તો સામ્ભે* દમ ભરાવેચ–પેલો †અલમસ, જોયો કે ?

**સાધુ** : એઈ, અમ સાધુ લોકકુ ગાલી મત દો.

દિ૦ કલે૦ : લે સમજ, વલી આ મોટો માત્મા, તેને ગાલી મત દો. અરે સાલા બદમાસો ! મફ્ત....

**ફકીર** : (જોરથી) ચૂપ રહો.

**કાઠીયાવાડી** : અરે બાપજી ! અમે તો પગે પડીએ સીએ, તઇણ દીથી ખાધું નથી ને પેટ તો ભડકે સે.

દિ૦ કલે૦ : તે સું મારે ઘેર ધરમસાલા ખોલું ?

**વિદ્યાર્થી** : તે પેસ્તન ! આ બધાને ઉતાર્યા, તે હવે નહિ જવાના એમ ? એ તો રાતની ગાડીએ જશે.

દિ૦ કલે૦ : અરે બાવાના તબેલામાં જશે ? આ જો હમનાં વૉચ એન્ડ વૉર્ડવાળાના માનસોને કેવા ઉભા રાખું ચ ! સાલાઓ ભાઇબાપાથી નહિ પણ હવે તો દાદાગીરીથી વાત કરેચ !

**વિદ્યાર્થી** : પેસ્તન દીકરા ! મારું કહ્યું માને તો બધાને જવા દે.

દિ૦ કલે૦ : કાંય – તુ પન અસલ હિંદુ નીકલીઓ કે ? દાન સખાવત કરવી તું ને આય રેલવેમાં જ સુજેચ–કોનના બાવાની દિવાલી !

**વિદ્યાર્થી** : હવે બેસને,–તું મોટો પાછો રેલવેનો ખેરખાહ જોયો નહિ હોય તો ? હું ખરું કહું છું. જવા દે.

*સામે † અલમસ્ત

ટિ૦ કલે૦ : ટિકિટ કોન તું કરાવસે ?

**વિદ્યાર્થી** : અરે દીકરા, પેસ્તન, આ પોઠ ગામને ભારી છે. હં ! તું તો તદ્દન અક્કલ વગરનો છે.

ટિ૦ કલે૦ : તું બી મને બોણાવેચ* સું ?

**વિદ્યાર્થી** : જો પેસ્તન ! આ શાહુકારો કંઈ અહીં મહેનત-મજૂરી કરવાના નથી. જિંદગીમાં કરી નથી અને કરશે પણ નહિ.

**સાધુ** : અરે બાબા ! હમ તો સાધુલોક હે.

**વિદ્યાર્થી** : જો સમજ !....એ તો બધા 'સાધુ' લોક છે !

ટિ૦ કલે૦ : પન તેમાં અહીં કોનના બાપને—

**વિદ્યાર્થી** : અરે મૂરખ ! સાંભળ તો ખરો. આવા ભિખારીઓ તો થોકડે થોકડા દેશમાં પડ્યા છે. એ તો તમારી કોહિયા જેટલી આટલી અમથી કોમ તે બધાને પંચાયતમાંથી ધાનસાક આપે. આ તો, બાપા, અનેકોની ખોટી કમાઈનું પરિણામ છે.

ટિ૦ કલે૦ : એ તું સું અહીં નિશાળ ચલાવવા આયોચ કે ભાસન × લગાવેચ ?

**વિદ્યાર્થી** : દીકરા મારા ! ખરી વાત કહું—આ બધાને ભીખ માગતાં કોઈ પૂરો રોટલો દેવાનું નથી; એટલે ગામમાં ચોરીઓ કરશે.

ટિ૦ કલે૦ : તે હું તેજ કહુંચની. સાલા એક તો મુફ્ત મુસાફરી કરેચ, પેસેન્જરોને હેરાન કરેચ, ને રાતના ઝીગોમારના ધંધા કરેચ. કંઈકનાં ખીસાં કાતરસે. નહિ તો....

* બનાવે છે ×ભાષણ

**વિદ્યાર્થી** : નહિ તો રાતના ઘર ફાટશે. આ જો તમારા છૂટાછવાયા રેલવેના ક્વાર્ટર–પહેલા જ એમને સપાટે ચઢશે. ને અચ્ચા! તું બી ત્યાં જ રહે છે એ ભૂલતો નહિ.

**ટિ૦ કલે૦** : કાન પકરવાની વાત. દીકરા મારા, તું બી એક ભેજું છે તો. સાલો પેલો ફકીર ડોલો પણ જો મારી સામ્ભે જ ફકરાવેચ—સીધો મારે ઘેર જ હુમલો લાવસે કે સું?

**ફકીર** : એઈ! ગાલી મત દો. હમ કભી ચોરી નહિ કરતા.

**ટિ૦ કલે૦** : નહિ રે બાપાવા મારા, તું તો સાવકાર! ચોરી સાની કરે? તું તો ખાલી હાથચાલાકીના ખેલ જ કરે. વિદ્યાર્થી તરફ) જોની દીકરા! તને ખબર નહિ, આમ એક બાજુથી તું ગંભીર ચેતવની આપેચ, ને બીજી ગમથી અમલદારો તતરાવેચ! ને વળી કોઈ ભણેલો ભેજાંગેપ પેસેન્જર માથું ફરેચ તે જુદું.

**વિદ્યાર્થી** : એ બધાને એક કંપાર્ટમાં* એકઠા કરી ધકકેલી મૂક. નહિ તો આજ રાતે રોન ફરતાં પણ બેચાર ઘર ખતમ થઈ જશે; ને તું લાઈન પર ગયો તો તારા તો તળિયાં સાફ જ સમજજે.

**ટિ૦ લે૦** : ઓ ખુદા મારા! એમને બૂમ માર, બોલાવ પાછા, બોલાવ પાછા! એ સાહુકારો! ઓ સેઠીઆઓ, ઓ બાવાઓ, પધારો–પધારો, પાછા–એ ફકીરસાબ! આ પહેલી ટ્રેને જ રવાના કરુંચ. રેલવે મને સું આપી દેવાની ઉતી!

**વિદ્યાર્થી** : તે આ તમારું વૉચ એન્ડ વૉર્ડ ડિપાર્ટમેન્ટ શું ઊંઘે છ– બોલાવની કોઈને?

**ટિ૦ કલે૦** : એ તો તું બોલ જ ના. સાલા આખી રાત ઢોચકા

* ડબ્બામાં.

છોલેચ. કોઈવાર રેલવેના ડબ્બામાંથી કોઈનું છતરું સોધી લાવસે,–તો કોઈ કોઇ વાર બૈરાની આટલી અમથી બોલી બેગ લઈ આવસે. કોઈ વલી હિંદુનું લોટો પવાલું. વરસની સારાતન* છતરીની ધરખમ સોધખોલ માટે આ ગંજાવર ખાતું ચાલેચ. બા, બોલાવવા દે પેલાઓને–એ સાધુ લોકો!

**વિદ્યાર્થી**: તો પેસ્તન! તમે એક છત્રી જ શોધો, અને પેટી, બેગ કે કીમતી વસ્તુઓ ગુલ કરો, તો આ ભિખારુઓ શું ખોટા? આ તો ચોર થઇને ચોરીનો ધંધો કરે છે: તમે સાવકાર થઇને કરો છો!

**ટિ૦ કલે૦**: હવે તારી લાયરી રાખની, મોટો ફિલ્સૂફ આયોચ તે? જોની પેલો તો મારા કવાર્ટર તરફ જ જાયચ–એઈ! ઇધર આઓ, સબ ઇધર આઓ!

[એક વૉચ એન્ડ વૉર્ડનો સિપાઇ આવે છે.]

એઈ, ઓ સબકુ બોલાઓ પીછા, ઓર આરામસે બિઠાઓ. દીકરા! રાતના જ એ બધાને હું રસ્તો બતાવી દેઉંચ. એમ નહિ તો ઉધરાનું કરીને પણ પારસલ કરીસું.

**વિદ્યાર્થી**: લે ચાલ, સાહેબજી!–જરા લાંબી બુદ્ધિ રાખતો જા, નહિ તો ટિકિટ કલેકટરમાં જ પડી રહેશે.

**ટિ૦ કલે૦**: અરે, બુદ્ધી કરતાં અહીં તો ખનખનીઆનું જોર વધારે ચાલે, સમજેચ? લે ચલ, જાયચ કાં? ચા પી જજે.

[ભિખારુઓ પાછા એકઠા થઈ આવી રહે છે.]

**વિદ્યાર્થી**: લે ચાલ! તારે કાં પૈસા આપવા પડવાના છે?

* સાડા ત્રણ

ટિ૦ કલે૦ : નહિ રે, સ્ટૉલવાળો મારો સગો લાગેચ સું?

[બંને જાય છે.]

**ફકીર :** (ગાતો ગાતો આવે છે)

યહી દુનિયામેં દો રોજ રહેના,
બડા મુસાફિરખાના હૈ;
ઇધર પડા ક્યા, ઉધર ગિરા ક્યા:
સબકુ એક દિન જાના હૈ.

[પડદો]

## પ્રશ્નો

૧. કેવા કેવા પ્રકારના માણસો રેલવેમાં મફત મુસાફરી કરતા હોય છે?

૨. રેલવેના નોકરો કેવી રીતે લાંચ લે છે?

૩. મફતિયા મુસાફરોને સ્ટેશનની બહાર કાઢતા ટિકિટ કલેક્ટરને વિદ્યાર્થીએ શી સલાહ આપી? એ સલાહ બરાબર છે?

૪ શું બધા જ મફતિયા મુસાફરો ચોર અને ડાકુઓ હોય છે?

૫. રેલ્વેના વૉચ એન્ડ વૉર્ડ ખાતાની શી ફરજો હોય છે? એ ખાતાનો વહિવટ કેવો ચાલે છે?

૬. રેલવેમાં ખોવાયેલી કે ચોરાયેલી તમારી કોઇ ચીજ કદી પાછી મળી છે? તેનું શું કારણ?

૭. ટિકિટ કલેક્ટર ખુદાબક્ષ મુસાફરોને શા માટે પાછા બોલાવે છે?



પાઠ ૬૦ મો

# અમારો દેશ

શ્રી. અરદેસર ખબરદાર

[ શ્રી. ખબરદાર ગુજરાતના આગળ પડતા કવિ છે. તેમણે અનેક જાતનાં કાવ્યો લખ્યાં છેઃ ભજનો, રાસ, કથાકાવ્યો અને રાષ્ટ્રગીતો. 'સંદેશિકા,' 'પ્રકાશિકા', 'ભજનિકા,' 'રાસચંદ્રિકા', 'ભારતનો ટંકાર' વગેરે તેમનાં પુસ્તકો છે. તેઓ પારસી હોવા છતાં શુધ્ધ ગુજરાતી લખી શકે છે. ]

અમે ભરતભૂમિના પુત્રો ! અમ માત પુરાણ પવિત્ર,
રે ! જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ :
અમે હિંદી હિંદી હિંદી ! છે હિંદ અમારો દેશ !

અંધાર વિષે અથડાતાં, કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્યવિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી ઊછળે ઊર્મિ અશેષ !
અમે હિંદી હિંદી હિંદી ! છે હિંદ અમારો દેશ !

કયાં હશે હિમાલય જેવા ? કયાં પુણ્યપવિત્ર જ ગંગ ?
કયાં મળે અલૌકિક એવા સહુ દેશતણા બહુ રંગ ?
કયાં મુનિ ઈશ્વિરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ ?
અમે હિંદી હિંદી હિંદી ! છે હિંદ અમારો દેશ ?

કયાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ? કયાં ગરજ્યા અર્જુન ભીમ ?
કયાં રજપુત વીર ઝઝૂમ્યા, દાખવવા શૌર્ય અસીમ ?
રે ! ભૂલીએ તે શી રીતે, અમ અંતરથી લવલેશ ?
અમે હિંદી હિંદી હિંદી ! છે હિંદ અમારો દેશ !

નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્યપ્રભા જ પ્રવેશી અહીં દે અમને ઉપદેશ:
અમે હિંદી હિંદી હિંદી ! છે હિંદ અમારો દેશ !

ધમ ધમ ધરણી ધ્રુજવશું અમ દેશ તણાં કરી ગાન;
જય જય જય નાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ !
એ ભક્તિ વસી ઉર, તેથી દેજો શક્તિ, પરમેશ !
**અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ !**

## પ્રશ્નો

૧. કવિએ હિંદુસ્તાનને પવિત્ર અને અલૌકિક દેશ કેમ કહ્યો છે ?
૨. આ કાવ્ય પરથી આપણા દેશની પૂર્વ સંસ્કૃતિનો શો ખ્યાલ આવે છે?
૩. કવિ પ્રભુ પાસે શાની માગણી કરે છે ?
૪. નીચેની લીટીઓ સમજાવો :—

નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ.

'દેશપ્રેમ' ઉપર ટૂંકો નિબંધ લખો.



# શબ્દકોશ

અ

અકથ્ય–કહી કે વર્ણવી ન શકાય તેવું
અકળ–ન સમજી શકાય એવું
અકાલીન–કવખતનું
અક્ષય–કદી ઘસાય નહિ તેવું
અખંડ–આખું
અગમનિગમ–વેદ અને શાસ્ત્ર
અગ્નિતરંગ–અગ્નિનું મોજું
અચળમૂર્તિ–સ્થિરતાની મૂર્તિ
અચેતન–ચેતન વિનાનું; બેભાન
અટક–મુશ્કેલી
અટાપટા–લાકડી કે હથિયારની રમત
અટારી–ઝરૂખો
અડગ–દૃઢ, ડગે નહિ તેવું
અડવાણો–ઉઘાડપગો
અણનમ–નમે નહિ તેવું
અણમૂલું–ઘણું કીમતી; અમૂલ્ય
અતીવ–પુષ્કળ, ખૂબ
અથંગ (અઠંગ)–પાકા, ઉસ્તાદ
અધઃપાત–પડતી દશા
અનન્ય–શ્રેષ્ઠ
અનમી–અણનમ
અનિષ્ટો–દુઃખ
અનુકરણ–નકલ
અનુગ્રહ–કૃપા
અનુપ–અજોડ, શ્રેષ્ઠ
અનુપમ–બધામાં ઉત્તમ
અનુમાન–ધારણા
અનુસંધાન–આગળની હકીકતનું જોડાણ
અપવાદ–સામાન્ય નિયમનો બાધ
અપાર–પાર વિનાનું, પુષ્કળ
અપૂર્વ–અવનવું
અપ્રતિમ–અનુપમ, શ્રેષ્ઠ
અફળ–નકામું
અરણ્ય–જંગલ, વન
અલખત–દોલત, ધન
અવશ્ય–જરૂર
અશરફી–સોનામહોર
અસહકાર–સરકાર સાથે સંબંધ ન રાખવાની ગાંધીજીએ શરૂ કરેલી એ નામની લડત
અસહ્ય–સહન ન થાય તેવું
અસાધ્ય–ન પામી શકાય તેવું
અસ્તવ્યસ્ત–ગમે તેમ પડેલાં
અસ્ત્રવિદ્યા–બાણવિદ્યા
અસ્વસ્થ–વ્યાકુળ
અંકુર–ફણગો
અંતર–હૃદય
અંતર્ધાન–અદૃશ્ય, અલોપ થવું તે
અંતિમ–છેલ્લું
અંબાર–ઢગલો
અંશ–ભાગ

### આ

આક્રંદ–રડવું તે
આઘાત–ઘા, દુઃખની તીવ્ર લાગણી
આચાર–નિયમ
આચાર્ય–ગુરુ, શિક્ષક
આછી પાતળી–જેવી તેવી
આત્માનાં બાળકો–મનના મનોરથો
આદિ–વગેરે
આથાવાળું–હાથાવાળું
આધુનિક–આજના જમાનાનું
આયખું–આયુષ્ય
આયતો–કુરાનનું વાક્ય
આરામગાહ–આરામનું સ્થળ, કબર
આલએલ–"બધું સલામત છે" એવો પોકાર.
આલેશાન–ભપકાદાર, ભવ્ય
આવશ્યક–જરૂરી
આશ્વાસન–દિલાસો, હિંમત
આસામી–માણસોની નોંધ
આસ્વાદ–ચાખવું, સ્વાદ લેવો તે
આંદોલન–મોજાં

### ઇ

ઇતબાર–વિશ્વાસ, શ્રદ્ધા
ઇશારત–નિશાની

### ઉ

ઉઘરાનું–ઉઘરાણું, ફંડ
ઉચ્ચારવું–બોલવું
ઉત્તીર્ણ–પાસ
ઉત્તુંગ–ઊંચું
ઉદર–પેટ
ઉદ્ધાર–કલ્યાણ
ઉદ્યાન–બગીચો
ઉન્નતિ–ચડતી
ઉન્માદકારી–પ્રેરક
ઉપહાસ–મશ્કરી
ઉલ્કાપાત–તોફાન
ઉલ્લાસ–આનંદ
ઉષ્ણાર્દ્ર–સમશીતોષ્ણ

### ઊ

ઊંડાં ભણાવવાં–આડુંઅવળું સમજાવવું
ઊણી–અધૂરી
ઊલટવું–હુમલો કરવો

### એ

એકાંતરિયો–એક એક દિવસને આંતરે આવતો તાવ.

### ઓ

ઓજવંત–તેજસ્વી
ઓતાડો–આડફેટો, અજાણ્યો, છેટો
ઓપવું–શોભવું

### ક

કગ્ગા–કાગડો
કચ્છ–લંગોટ
કતાર–સીધી હાર
કર–હાથ
કર્ણ–કાન; અર્જુનનો દાનેશ્વરી ભાઈ
કલંક–ડાઘ, લાંછન

કલ્પવું–વિચારવું
કલ્યાણી–શુભ કરનારી દેવી
કળ–તીક્ષ્ણ કે સતત દુઃખ
કળકળવું–કકળાટ કરવો
કષાય–સાધુનાં ભગવાં વસ્ત્રો
કસબી–કસબ ( ભરતકામ ) વાળાં
કસાયેલું–પલોટાયેલું, અનુભવી
કંથ–ધણી; ભગવાન
કંદમૂળ–જેમાં ખાવાનો ગર હોય તેવું મૂળ ( સૂરણ, બટાટા, વગેરે )
કાટલાં–તોલવાનાં વજન
કામ–વાસના
કારમી–ભયંકર
કારી લાગવી–અસર થવી
કાસળ કાઢવું–પીડાને ખતમ કરવી
કાળ–વેળા
કાંગરા–કોટની કોરણ ઉપરનું એક ચણતર
કિરતાર–સૃષ્ટિનો કરનારો ભગવાન
કુનેહ–યુક્તિ, ચતુરાઈ
કુર્બાની–બલિદાન
કુલી–મજૂર
કૂખ–પેટ
કૂડી–ભૂંડી
કૂબો–ઘુમ્મટવાળું ઘાસનું ઝૂંપડું
કૃતઘ્ન–કરેલો ઉપકાર ભૂલી જનાર
કૃત્રિમ–બનાવટી, અકુદરતી
કેડી–સાંકડો રસ્તો
કોટિધા–કરોડ પ્રકારે
કોડામણો–વરણાગિયો
કોડીલો–કોડવાળો
કોઢ–ઢોરને બાંધવાની જગા; ગમાણ
કોથળે જવું–કોથળો ભરી માલ વેચવા ફેરીએ જવું.
ક્રાંતિ–ઊથલપાથલ
ક્રીડાસ્થાન–રમતગમતનું સ્થળ
ક્વાર્ટર–રહેવાનું સ્થળ; ઘર

ખ

ખચીત–ચોક્કસ
ખડગ–તલવાર
ખડધાન્ય–હલકી જાતનું અન્ન
ખત–પત્ર, કાગળ
ખનખનીઆ–રૂપિયા
ખફા–ગુસ્સે
ખાવિંદ–માલિક, શેઠ
ખાસિયત–આદત, વિશિષ્ટ ગુણધર્મ
ખાળવું–અટકાવવું, રોકવું
ખિન્ન–દિલગીર, ગમગીન
ખુદાબક્ષ–મફતિયા
ખૂટ–ખોટ, ઘટ
ખૂન–લોહી
ખેચર–આકાશમાં ઊડનાર; પક્ષી
ખેપ–આંટો, ફેરો
ખેરખાહ–ભલું ચાહનાર, શુભેચ્છક
ખેરિયત–સુખરૂપ હોવું તે

ગ

ગગન–આકાશ

ગતિ–સ્થિતિ, અવસ્થા
ગર્ભવાસ–ગર્ભનો પેટમાં વાસ
ગાફેલ–બેદરકાર, અસાવધ
ગાંઠિયો તાવ–ગાંઠ નીકળીને આવતો તાવ
ગિરા–ભાષા, પખ્યા (હિંદી)
ગિરિધરલાલ–કૃષ્ણ, ભગવાન
ગુણિયલ–સદ્‌ગુણી
ગુરુકુળ–વિદ્યાર્થીઓને રહેવાની અને શિક્ષણની સંસ્થા
ગુલ કરવું–ગૂમ કરવું, ઉઠાવી જવું
ગુંબજ–ઘૂમટ
ગૃહસ્થાશ્રમ–બ્રહ્મચર્યાશ્રમ પછીનો આશ્રમ, ઘરસંસાર માંડવો તે
ગેસ–એક જાતનો વાયુ
ગ્રામનાકે–ગામને સીમાડે

ઘ

ઘાટ–સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર
ઘાતક–મોત નિપજાવનાર
ઘુમ્મરઘેર–ચક્કર આવે તે

ચ

ચક્રવર્તી–ચારે દિશામાં જેની આણ ફરે છે તેવો
ચક્ષુ–આંખ
ચમૂ–લશ્કર
ચરણ–પગ
ચંચળતા–અધીરાઈ
ચંદ્રવંશી–ચંદ્રના વંશમાં જન્મેલો ક્ષત્રિય
ચિત્ત–મન
ચીપવું–ગોઠવવું
ચોટ–નિશાન
ચોથિયો તાવ–ચોથે દહાડે આવતો તાવ
ચોદશ–ચારે દિશા
ચોરાશીથી–ચોરાશી જન્મમાંથી

છ

છોગાળા–છેલછબીલા, શ્રીકૃષ્ણ

જ

જગન્નભ–જગતનું આકાશ
જડ–જીવ વિનાનું
જતન–સંભાળ, સાચવણી
જદુવીર–યાદવોના સ્વામી કૃષ્ણ
જનતા–સમાજ, લોકસમૂહ
જનની–માતા
જનપદ–દેશ
જનસેવક–માણસોની સેવા કરનાર
જમીનદોસ્ત–પાયમાલ
જયભેદ–જય મળ્યાનું કારણ
જયંતી–મહાન વ્યક્તિનો જન્મદિવસ
જરા–ઘડપણ
જરિયાન–જરીનું
જલકમલ–કમળ
જલધર–વાદળું
જલ્લાદ–ગરદન મારનાર, કસાઈ
જહાજ–વહાણ
જળચર–પાણીમાં ચાલનારું પ્રાણી

જળાશય—તળાવ, પાણીનું સ્થાન
જંગ-યુદ્ધ, લડાઈ
જાચ્યું—માગ્યું
જાહ્નવી—ગંગા
જિજ્ઞાસુ—જાણવાની ઇચ્છાવાળો
જીર્ણ—જૂનું
જીવતદાન—પ્રાણનું દાન
જુગજુગ—વર્ષોનાં વર્ષ
જુગતેશું—યુક્તિથી, કરામતથી
જુહાર—નમસ્કાર, સલામ
જોજન—ચાર માઇલ
જ્યોતિ—તેજ, પ્રકાશ

ઝ

ઝલાં ઝલાં—સેવા કરવામાં તત્પર
ઝળહળવું—પ્રકાશવું
ઝાંય—ઝાંખ
ઝીગોમાર—ઉઠાઉગીર, ચોર
ઝીંથરિયાં લટિયાં—ડૂચા જેવા વાળ

ટ

ટકોર—સહેજ ઇશારો કે સૂચના
ટંકા—પાણીનું ટાંકું
ટાણો—મહેણું
ટાયલી—દોઢ ડહાપણની વાત
ટેક-નિશ્ચય, આબરૂ

ઠ

ઠઠ—ભીડ, ગિરદી

ડ

ડંકા—નગારું, ઢોલ
ડંખ—ચટકો, દંશ

ઢ

ઢોચકાં છોલે છે—ઊંઘે છે

ત

તગરો—તગડો, અલમસ્ત
તટસ્થ—નિષ્પક્ષ
તત્પર—તૈયાર
તથાસ્તુ—'તેમ થાઓ' એવો આશીર્વાદ
તરકીબ—યુક્તિ
તલપવું—તરફડવું
તંત બાંધવો—જીદ—હઠ કરવી
તાગ—છેડો, અંત
તારીફ—વખાણ
તાવદાન—મોટો, વજનદાર
તુરંગ—જેલ
તૃણ—ઘાસ, તણખલું
તૃષા—તરસ
ત્રાટકવું—અણધાર્યો ધસારો કરવો
ત્રિકમજી ભગવાન
ત્રિયારાજ—સ્ત્રીઓનું ત્રિરાજ

થ

થાપો—પુંઠનો ભાગ, ઢગરો

દ

દન—દિવસ
દત્તક—ખોળે લીધેલો પુત્ર
દરિદ્રતા—ગરીબાઈ
દાડિયું—દિવસનું કામ
દાદ—ઇન્સાફ
દામ—પૈસા

દારૂનિષેધ–દારૂબંધી
દારો–દહાડો
દાવાગ્નિ–આગ
દિવ્યતા–પ્રભુતા
દિવ્યદૃષ્ટિ–ઈશ્વર જેવી દૃષ્ટિ
દુવાઓ–આશિષો
દુર્ગા–પાર્વતી, દેવી
દેવદૂત–દેવનો સંદેશો પહોંચાડનાર
દેશદ્રોહી–દેશનું ભૂંડું કરનાર
દેહપિંજર–શરીર રૂપી પાંજરું
દૈત્ય–રાક્ષસ
દોકડા–પૈસા
દોરિયો–દોરો, હાર
દ્વિજ–બ્રાહ્મણ
દ્વેષ–વેર

ધ

ધણી–ભગવાન
ધનુર્વિદ્યા–ધનુષ્ય વાપરવાની વિદ્યા
ધરખમ–ખૂબ
ધરા–પૃથ્વી, ખેતર
ધર્મચક્ર– ધર્મ સૂચવતું ચક્ર
ધર્મપરાયણ–ધર્મિષ્ઠ

ન

નગુણો–ઉપકાર ભૂલી જનાર
નરી–એકલી
નવનેજા–મહા મુશ્કેલી
નષ્ટ–નાશ પામેલું
નિથિયો–અંકુશમાં લીધો
નાદ–અવાજ
નાના પ્રકારનાં–જુદી જાતનાં
નામવર–શહેનશાહ
નિમિત્ત–બહાનું
નિયંતા–ઈશ્વર
નિરીક્ષણ–અવલોકન, બારીક તપાસ
નિરુત્તર–ચૂપ, શાંત
નિરુત્સાહ–ઉત્સાહ વિનાનું
નિર્જીવ–જીવ વિનાનું, જડ
નિર્માલ્ય–નિર્બળ
નિર્વાણ–અંતિમ શાંતિ, મોક્ષ
નિઃસ્વાદ–સ્વાદ વિનાનું
નિશ્ચય–નક્કી, જરૂર
નિષ્ઠા–શ્રદ્ધા
નીરસ–રસ વિનાનું
નેણ (ન)–આંખ

પ

પગ(દ)રવ–પગનો ચાલવાનો અવાજ
પટ્ટુ–ઊનનું એક જાતનું વસ્ત્ર
પડી–નાનું પડીકું
પતીજ–આબરૂ, વિશ્વાસ
પદ્ધતિ–રીત
પરમાણી શકે– જાણી શકે
પરિણામ–પરણામ, પ્રણામ, નમન
પરિપક્વ–પાકેલું
પાટવી–સૌથી મોટો
પાચનશક્તિ–પચાવવાની શક્તિ
પાત્ર–પ્યાલું

પાશ્ચાત્ય–પશ્ચિમના
પાંગળાં–અપંગ, લૂલાં
પુનઃ–ફરીથી
પુરાણું–જૂનું
પુરાતન–જૂનું
પુરુષોચિત–પુરુષને યોગ્ય
પોઠ–વણજાર
પોરવી દેવું–પધરાવી દેવું
પ્રચંડ–ભયંકર
પ્રણયાર્દ્ર–પ્રેમ વડે ભીનું
પ્રતિકૃતિ–છબી
પ્રતિબંધ–વાંધો, મનાઈ
પ્રતિમા–છબી
પ્રતિષ્ઠા–માન
પ્રતિષ્ઠિત–આબરૂદાર
પ્રબંધ–વ્યવસ્થા
પ્રભુતા–ગૌરવ
પ્રવાસી–મુસાફર
પ્રવાહી–પાણી જેવો
પ્રશંસાયુકત–વખાણભર્યું
પ્રસન્નતા–આનંદ
પ્રાક્રમી–પરાક્રમી
પ્રાચીન–જૂનું
પ્રાણબળ–આત્મબળ
પ્રાયશ્ચિત્ત–પસ્તાવો
પ્રેસિડેન્ટ–પ્રમુખ
પ્રોત્સાહન–ઉત્તેજન આપવું તે

ફ

ફાસ જવું–વધારે પડતું બોલવું તે
ફાંસુ–નકામો
ફેરી– હેકી

બ

બખોલ–પોલાણ
બગલ–બાજુ
બગ્ગા–બગલા
બલિદાન–આત્મત્યાગ
બલૂન–વિમાન
બાણશૈયા–બાણની પથારી
બારસાખ–બારણાનું ચોકઠું
બારેવાટ–ખાલી હાથે
બાળહત્યા–બાળકને મારવાનું પાપ
બાંકાઈ–છેલબટાઉપણું
બિંદુ–ટીંપુ
બિંબ–પ્રતિબિંબ, છાયા
બીડું ઝડપવું–ભારે કામ માથે લેવું
બુદ્ધિધન–બુદ્ધિ રૂપી ધનવાળો
બૅગ–થેલી, હાથનું પાકીટ
બેનમૂન–અજોડ, સર્વોત્તમ
બેમૂલ–વધારે મૂલ્યવાન
બેસુમાર–ખૂબ વધારે, બેહદ
બેહોશ–બેશુદ્ધ, બેભાન
બોધિસત્ત્વ–બુદ્ધ; બૌદ્ધ સાધક

ભ

ભગવો–સંન્યાસ
ભવ્ય–પ્રભાવશાળી
ભંગ–નાશ
ભાખે–કહે

ભાગ—કરની આવક
ભાગ્ય—નસીબ
ભાવ—ઇચ્છા
ભાવિ—ભવિષ્યની
ભાસ પક્ષી—બનાવટી પક્ષી
ભીષણ—ભયંકર
ભુજા—હાથ
ભૂતળ—પૃથ્વી
ભૂંઈયો-શિકાર પારખનાર, શિકારમાં મદદ કરનાર
ભ્રાંતિ—શંકા
ભ્રૂકુટિ—આંખની ભમર

**મ**

મઘમઘવું—સુગંધ આપવી
મણીકા—મણનું કાટલું કે માપ
મતિ--બુધ્ધિ
મન વાળવું—સંતોષ માનવો
મનેખ—મનુષ્ય
મનોરથ—મનની આકાંક્ષા
મલાર—મેઘરાગની એક રાગણી
મહત્ત્વ—મહિમા, અગત્ય
મહત્ત્વાકાંક્ષા-મોટાઈ મેળવવાનીઇચ્છા
મહાત કરવું—હરાવવું
મહાબાહુ-બળવાન, મોટી ભુજાવાળું
મહિષ—પાડો
મહીપતિ—રાજા
મંગલ—ખુશાલીનો પ્રસંગ, પવિત્ર
મંત્ર-મુદ્રાલેખ
માત્મા—મહાત્મા
માનસ—મન, હૃદય
માનસી--મન વડે કરેલી
માતૃભોમ—સ્વદેશ
માત્રા—ધાતુની ભસ્મ
મામ—મમત, ટેક
માયાવી--માયાથી ઊપજેલું, મિથ્યા
માવો—માધવ, શ્રીકૃષ્ણ
માર્ગદર્શન—શિક્ષણ
મિથ્યા—ફોગટ, વ્યર્થ
મિનારો--થાંભલાના આકારનું બાંધકામ
મુક્તિબાણ—મુક્તિ આપનાર બાણ
મુગ્ધ—ખુશ
મૃગયા—શિકાર
મૃતદેહ—મુડદું
મેઘમલાર—ખૂબ વરસાદ
મોજૂદ—હાજર
મોડવું—તોડી નાખવું
મોતનમાળ—મોતીની માળા
મોહિની—મોહ પમાડે તેવી

**ય**

યક્ષ—એક પ્રકારનો દેવ
યમકિંકરો—યમના નોકરો
યશ—કીર્તિ, આબરૂ
યાવચ્ચંદ્રદિવાકરૌ--સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી; હમેશ માટે
યાહોમ કરવું--મરણિયા થઇને પડવું
યુનિયન જેક--અંગ્રેજોનો રાષ્ટ્રધ્વજ
યોગ--અવસર, લાગ

ર

રજની–રાત્રી
રણકૌશલ–યુદ્ધ લડવાની કલા
રણશૂર–યુદ્ધમાં બહાદુર
રત્નજડિત–રત્નો વડે જડેલું
રસતૃષ્ણા–સ્વાદનો લોભ
રસહીન–રસ વિનાની
રસાસ્વાદ–સ્વાદનો ચટકો
રહસ્ય–છૂપો ભેદ
રંગ–મજા
રાજદંપતી–રાજારાણી
રાજદેવડી–રાજમહેલ
રાજવાડો–રાજમહેલ
રાજસંપત્તિ–રાજની મિલકત
રામબાણ–પ્રભુભકિતની લગની
રાષ્ટ્ર–દેશ
રુચવું–ગમવું
રુદ્રસ્વરૂપ–ભયંકર રૂપવાળા
રુવાંટી–કુમળા અને ઝીણા વાળ
રેસ્ટોરાં–ઉપાહારગૃહ
રોન–રાતની ચોકી માટે ફરવું તે
રોમ રોમ–અંગે અંગે

લ

લથરપથર–જેમતેમ
લત–કુટેવ, વ્યસન
લવણ–મીઠું
લહેવું–સમજવું, પ્રાપ્ત કરવું
લાઇનમાં જવું–ફરજ ઉપર જવું
લાવણ્ય–સૌન્દર્ય
લાબરી–બહુ બોલવું તે
લુબ્ધક–શકારી
લોચન–આંખ
લોંચી ખાવી–ખભા સંકોચવા તે

વ

વચ્છ–વાછરડું
વછોઇ–છૂટી પડેલી
વજ્ર–ઇંદ્રનું હથિયાર
વટાળ–વટલાવાપણું, ભ્રષ્ટતા
વત્સ–પુત્ર, બાળક
વધઘડી–મારવાનો સમય
વનચર–વનમાં વસનાર પ્રાણી
વનમૂલફલાહારી–વનવૃક્ષનાં મૂળ અને ફળ ખાનાર
વર–વરદાન
વર્તુલ–ગોળાકાર
વંદના–પ્રણામ, નમસ્કાર
વંશાનુગત–વંશપરંપરાથી વારસામાં ઊતરેલું
વસ્ત–વસ્તુ
વાન–વર્ણ, રંગ, શરીર
વાયુભક્ષણ–વાયુનો ખોરાક
વાયુમૃગ–પવન જેટલી ઝડપથી દોડનાર મૃગ
વારણ–હાથી
વારાણસી–કાશી
વાસ્તવિક રીતે–ખરી રીતે

વિકટ–ભયંકર, અઘરું
વિકરાળ–ડરામણું, ભયાનક
વિજ્ઞાન–શાસ્ત્રીય જ્ઞાન
વિચોવિચ–વચમાં
વિધાતા–પ્રારબ્ધની દેવી
વિમળ–નિર્મળ, શુદ્ધ
વિમાસણ–ઊંડો વિચાર, પસ્તાવો
વિયોગ–જુદા પડવું તે
વિરાટ–મોટો, ભવ્ય
વિરામવું–શાંતિ પામવું
વિરોધી–દુશ્મન
વિલસતાં–ઝળકતાં, ચમકતાં
વિલાપ–રુદન
વિલાવું–કરમાવું
વિલોકવું–જોવું
વિવેક–સારાસાર સમજવાની શક્તિ
વિષમજ્વર–રહી રહીને આવતો તાવ
વિષપૂરિત–ઝેરથી ભરેલું
વિસ્મય–આશ્ચર્ય
વિહરવું–આનંદથી ઊડવું
વીર્યપ્રભાવ–બહાદુરી
વીંઝવું–હવામાં જોરથી ઘુમાવવું
વૃકોદર–ખાઉધરો
વેઈટર–હોટલનો પીરસનારો
વેદવચન–વેદનું વાક્ય
વેલ્લા–સ્ત્રીના કાનનું ઘરેણું
વેવલાં વીણવાં–બકવાટ કરવો
વોંકળો–નાનો વહેળો, નાળું
વ્યાધિ–રોગ
વ્યૂહ–સૈન્યની ગોઠવણી
વ્રજગોપરાણી–વ્રજના ગોવાળની પત્ની, ભરવાડણ
વ્રત–પણ, પ્રતિજ્ઞા

### શ

શગ–શંકુ આકારનો ઢગલો
શબ–મુડદું
શરીરસ્વાસ્થ્ય–તંદુરસ્તી
શહીદ–ધર્મયુદ્ધમાં પ્રાણ આપનાર
શિરપેચ–માથાનો ફેંટો
શિરમોર–માથાના મુગટ સમાન, શ્રેષ્ઠ
શિવ–કલ્યાણ
શુષ્ક–લાગણી વિનાનું, સૂકું
શેર–વાઘ
શોકગ્રસ્ત–શોકમાં ડૂબેલો
શોકમગ્ન–શોકમય
શોકાતુર–શોકથી પીડિત
શોણિત–લોહી
શૌચ–ઝાડે ફરવા જવું તે; મલોત્સર્ગ
શ્રમિત–થાકેલી

### સ

સગીર–(કાયદા પ્રમાણે) કાચી વયનું
સજળ–આંસુ ભરેલ
સત–સાચાપણું
સત્યાગ્રહ–સત્યપાલનનો આગ્રહ, તે દ્વારા લડાતું અહિંસક યુદ્ધ

સદ્ગતિ–સારી ગતિ; ઉત્તમ લોકની પ્રાપ્તિ
સદ્ભાગ્ય–સારું નસીબ
સનાતની–જૂના વિચારવાળા
સન્નાટો–સનસનાટી, આશ્ચર્ય કે ભયની લાગણી
સપ્રમાણ–પ્રમાણસર
સબડતા–બગડતા
સબોસબ–ઝપાટાબંધ, ત્વરાથી
સભર–પૂરેપૂરું ભરેલું
સમર્થ–શકિતમાન
સમાર દેવો–વાવેલાં બીને ઢાંકવાં
સમિધ–યજ્ઞને ઉપયોગી લાકડું
સરજનહાર–પેદા કરનાર, ઈશ્વર
સર્પાકાર–વાંકીચૂકી
સહસા–ઉતાવળે
સહસ્ર-હજાર
સહસ્રલિંગ–એ નામનું પાટણનું તળાવ
સહાયક–મદદ કરનાર
સહ્ય–સહન કરી શકાય તેવું
સંયોગ–મેળાપ
સંસ્કૃતિ–સામાજિક સભ્યતા
સામર્થ્ય–શકિત
સામ્રાજ્ય–મોટું રાજ્ય
સાયર–સમુદ્ર
સારા તન–સાડા ત્રણ
સારંગપાણિ–સારંગ[ધનુષ્ય] જેમના હાથ (પાણિ) માં છે, તેવાઃ વિષ્ણુ
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ – લાંબા પડીને પગે લાગવું
સાહેબો–સાહેબ, ઈશ્વર
સાંગોપાંગ–બરાબર
સિદ્ધિ–પરિપૂર્ણ, ફલપ્રાપ્તિ
સિંધુ–સમુદ્ર
સિંહદ્વાર–પ્રવેશ કરવાનું મુખ્ય દ્વાર
સુજાણી–ચતુર સ્ત્રી
સુધ-સાન
સુભટ–બહાદુર, લડવૈયો
સુરભિ–ગાય
સુવિખ્યાત–સારી રીતે જાણીતા, પ્રસિદ્ધ
સૂચન–ઈશારો
સૂત્ર–વાકય, કહેવત
સોણાં–સ્વપ્નાં
સૌભાગ્યસુખ--લગ્નજીવનનું સુખ
સૌમ્યરૂપ–શાંત મનોહર સ્વરૂપ
સ્ટૉલ--દુકાન
સ્તબ્ધ--આશ્ચર્યચકિત, દિઙ્મૂઢ
સ્થાપત્યકળા--કોતરણીની કળા
સ્ફટિક--એક જાતનો સફેદ કીમતી પથ્થર કે રત્ન
સ્મરણપટ–યાદગી, સ્મૃતિ
સ્મારક–યાદગીરી માટે કરેલું કાર્ય
સ્વપ્ન સેવવાં–કલ્પનાઓ કરવી
સ્વામી–પતિ, પ્રભુ

સ્વાશ્રય-પોતાના ઉપર જ આધાર રાખવો તે

સ્હોવું-શોભવું

હ

હડબડાઇ જવું-ગભરાવું, નાહિંમત થવું

હણવું-નાશ કરવો, જીવ લેવો

હરિજન-હરિનો ભકત; અંત્યજ માટે ગાંધીજીએ પ્રચલિત કરેલો શબ્દ

હવિ-બલિ, યજ્ઞમાં હોમવાનો પદાર્થ

હાવાં-હવે

હાંસલ-મળેલું, પ્રાપ્ત કરેલું

હિમગિરિ-હિમાલય

હીરકોરી-રેશમી કોરવાળું

હીરો-રત્ન, વીર પુરુષ

હોમવેદી-યજ્ઞનો અગ્નિ જે જગ્યાએ હોય તે

હોસે-હશે



* અમારાં શાળોપયોગી પુસ્તકો *



**ભારતનો ઇતિહાસ :** ભાગ ૧, ૨ લે. જયંતિલાલ ચીનાઈ. બી. એ., બી. ટી., એલ.એલ. બી. તથા મનુભાઈ દેસાઈ, બી. એ., બી. ટી., એસ. ટી. સી. હાઈસ્કૂલ ધો. ૮, ૯, માટે નૂતન દૃષ્ટિબિંદુથી લખેલો ઇતિહાસ. તદ્દન નવાં ચિત્રો નકશાઓ સહિત. પ્રો. વાડિયાના આમુખ સાથે.

**સાહિત્ય પલ્લવ :** ભાગ ૧, ૨, ૩, સંપાદકો: ઝીણાભાઈ દેસાઈ અને ઉમાશંકર જોષી હાઈસ્કૂલના ધો. ૮, ૯, ૧૦, માટે એક અનુપમ ગદ્યપદ્ય સંગ્રહ. ૫ મી આવૃત્તિ.

**ગુજરાતી ભાષા વ્યાકરણ અને લેખન :** પ્રો. મનસુખલાલ ઝવેરી, એમ. એ. હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે ગુજરાતી ભાષાનું સર્વાંગીજ્ઞાન આપતું પુસ્તક

**सबकी बोली :** ભાગ ૧, ૨, ૩, લેખક : પંડિત સુદર્શન. માધ્યમિક શાળાઓ માટે મંજૂર કરેલી હિંદી વાચનમાળા.

**BHARATI ENGLISH READERS :** Book I, II, III. R. N. Vakil M. A.

નવા અંગ્રેજી અભ્યાસક્રમ મુજબ

**નૂતન ગણિત :** ભાગ ૧, ૨, ૩, લેખકો: ચંદુલાલ દેસાઈ બી, એ, ટી. ડી. અને મનુભાઈ શાહ. સાદા, સરળ અને વહેવારુ હિસાબોથી ભરપૂર—માધ્યમિક ધોરણો ૫, ૬, ૭ માટે મંજૂર થયેલા ગણિતના પાઠ્ય પુસ્તકો.

**દુનિયાના દર્શને :** ભાગ ૧, ૨, ૩, ૪, લે. પટેલ, અને ઇનામદાર

**દેશવિદેશે :** ૧. ૨. ૩. ૪. લે. પટેલ અને ઇનામદાર, ધોરણ ૫, ૬, ૭ માટે નવા અભ્યાસક્રમ મુજબના ભૂગોળના પાઠ્યપુસ્તકો છે.

**દેશદેશના લોકો :** વિ. દ. ઘાટે, બી. એ. ટી. ટી. ડી. (લંડન) રસમય શૈલીમાં લખાયેલું આ ભૂગોળનું ઇતર વાંચનનું પુસ્તક છે. ૫મી આવૃત્તિ

**દેશદેશાવરમાં :** લે. વરધભાઈ પટેલ. એમ. એ., બી. ટી. અને અં. ઇનામદાર. પ્રા. ધો. ચોથા માટે લોકજીવન અને ભૌગોલિક સંયોગોની ગૂંથણી કરતી ભૂગોળ.

**નૂતન લેખન :** ભાગ ૧, ૨, ૩, ૪, ચિત્રો દ્વારા બાળકો લિપિ તથા ભાષા શીખે એ ઉદ્દેશથી નવા અભ્યાસક્રમ મુજબ લેખનનાં પુસ્તકો.

**વિજ્ઞાન-વિહાર :** ભાગ ૧, ૨, ૩. લે. અરવિંદ પટેલ તથા છોટુભાઈ સુથાર.

**નાના નિબંધો :** ભાગ ૧, ૨, ૩, લે. શંભુપ્રસાદ ભટ્ટ. બી. એ, બી. ટી.

**ઇતર વાચનમાળા :** ભાગ ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭ પ્રાથમિક તથા માધ્યમિક ધોરણો માટે સુંદર ક્રમિક પાઠોમાં લખાયેલી વિશેષ વાચન માટે છે.

**વ્યાકરણ અને લેખનના સહેલા પાઠો :** ૧. ૨. ૩. લે. નાયક અને પટેલ, ધોરણ, ૫, ૬, ૭, માટે વ્યાકરણ તથા લેખન.

[illegible] લિમિટેડ, મુંબઈ-૨.